# કલિ-કૌતક

અથવા

# હાસ્યરસનો હોજ.

ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

[illegible] સાકરચંદ જાગુષ્ટે બુકસેલર.

ગુદરવાડ—અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી      પ્રત ૨૦૦૦

અમદાવાદ.

[illegible]લપુર રોડ ઉપર આવેલા ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ મોદીવાળાએ છાપ્યું.

સંવત ૧૯૭૫.      સને ૧૯૧૯.

કિંમત રૂ. ૦-૮-૦

# કલિ-કૌતક

અથવા

# હાસ્યરસનો હોજ.

ભાગ ૨ જો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણદરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી. પ્રત ૨૦૦૦.


અમદાવાદ.

જમાલપુર રોડ ઉપર આવેલા ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં ભોગીલાલનારણદાસ ખોડીવાળાએ છાપ્યું.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.


કિંમત રૂ. ૦-૮-૦

# પ્રસ્તાવના.

આ પુસ્તકનો પ્રથમ ભાગ થોડા વખત ઉપર અમોએ બહાર પાડયો હતો અને હાથ કંકણને આરસીની જરૂર નથી તેમ એની નકલોનો ટૂંક સમયમાંજ મોટો ઉઠાવ થવાથી; તેમજ વાંચકો તરફથી તેની દ્વિતીય વિભાગની માગણીઓ થવાથી અમો તે વાંચકોના હસ્ત કમળમાં રજુ કરવા ભાગ્યશાળી થયા છીએ. જેથી આ ગ્રંથને પણ પ્રથમની માફકજ ઉત્તેજન મળશે એવી આશા રાખીએ છીએ.

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

# કલિ-કૌતક

અથવા

# હાસ્યરસનો હોજ.

## ભાગ બીજો.

### ૧. વેશ્યા અને ભાંડ.

કોઈ જગ્યાએ કથા વંચાતી હતી તે ઠેકાણે એક વેશ્યા પણ કથા સાંભળવા આવી. કથામાં આવ્યું કે બ્રાહ્મણને જમાડવાથી મહાપુણ્ય થાય છે. આ પ્રમાણે કથાનું વચન સાંભળી વેશ્યાએ વિચાર્યું કે હું પણ બ્રાહ્મણ જમાડું. વેશ્યા ઘણાએક બ્રાહ્મણો પાસે ગઈ પણ કોઇએ તેનું નોતરૂં સ્વિકાર્યું નહિ. આમ વેશ્યા બ્રાહ્મણને નોતરવા માટે કેટલાક દીવસોથી ફરતી હતી તે એક ભાંડે જાણ્યું, ભાંડ બ્રાહ્મણનો વેશ ધારણ કરી એક ઘાટ ઉપર જઇને બેઠો, જ્યારે વેશ્યા બ્રાહ્મણને શોધતી તે ઘાટની પાસે આવી અને બ્રાહ્મણવેશી ભાંડને જોયો ત્યારે ખુશી થઈ. વેશ્યાએ કહ્યું, મહારાજ! મારે ત્યાં જમવાને પધારશો? હું વેશ્યા છું. બ્રાહ્મણવેશી ભાંડે કહ્યું; હા, આવીશ તમે વેશ્યા છો તો કાંઈ ચિંતા નથી. પાપનું નિવારણ નહિ કરી શકીએ તો પછી અમે મહારાજ શાના? પછી બ્રાહ્મણવેશી ભાંડને વેશ્યા પોતાને ઘેર લાવી. અને ભાતભાતનાં ભોજન કરાવ્યાં અને મનમાનતી

દક્ષિણા આપી. રજા આપતી વેળાએ વેશ્યાએ કહ્યું: મહારાજ ! મને આશિર્વાદ આપો. ત્યારે મહારાજે આ પ્રમાણે આશિર્વાદ આપ્યો:—

હરામનું હરામે ગયું, ખાધી ખીર ને ખાંડ;
તું વેશ્યાની વેશ્યા રહી, હું ભાંડનો ભાંડ.

## ૨ ભાઈ ભાઈની લડાઈ.

કોઈ બે સહોદર ભાઈ હતા, વાત વાતમાં બન્ને ભાઈ વચ્ચે તકરાર થઈ. નાના ભાઇએ મોટા ભાઇને કહ્યું, તું નીચ બાપથી પેદા થયો છે ત્યારેજ આવો નીચ જણાય છે, ત્યારે મોટા ભાઇએ ફરમાવ્યું કે ભાઈ, તું બાપને શા માટે વગોવે છે? આ કરતુક તો તારી માનાં છે કે તને આવો નીચ જણ્યો.

## ૩. નોકરીનો ઉમેદવાર બાબુ.

કોઈ અમલદાર સાહેબને ઘોડાની ઘણીજ ચાહના હતી. એક દીવસે સાહેબે એક તેજી ઘોડો ખરીદ્યો. ઘોડાને જોઈ દફતરખાતાની* ભલાઈ બતાવીને કહ્યું કે આ ઘોડાની ચાકરીમાં પંજાબી સઈસ (ઘોડાનો ચાકર) હોય તો ઘણું સારૂં. આ વાત સાંભળીને સાહેબે અશ્વશાળાના ઉપરીને બોલાવી હુકમ આપ્યો કે મને એક પંજાબી સઈસ આણી આપો. અશ્વશાળાના ઉપરીએ કહ્યું, ઠીક પણ પાછળથી સાહેબના હુકમને તે ભૂલી ગયો. મહીના દીવસ બાદ સાહેબને યાદ આવ્યું ત્યારે તેણે તેને બોલાવ્યો અને પૂછ્યું કે પંજાબી સઈસ મળ્યો કે નહિ? તેણે જવાબ આપ્યો કે સાહેબ હું બહુજ તપાસ કરૂંછું પણ હજુ સૂધી કોઈ પંજાબી સઈસ મળતો નથી. આ સાંભળી સાહેબે ગુસ્સે થઈ કહ્યું, તું બદમાશ છે કે શું! એક માસથી શોધ કરતાં છતાં પંજાબી સઈસ કેમ ન મળ્યો? તેણે કહ્યું સાહેબ! મને બદમાશ

* નોકરીના ઉમેદવાર તરિકે હાજર રહેલો એક બાબુ.

આપે કહ્યો તેને માટે હું પુરૂં માનતો નથી. આપ માલિક છો માટે જે મનમાં આવે તે કહો પણ માલિકની પાસે ખરી વાત નોકર કહે તો કાંઇ દોષ ન કહેવાય એમ હું સમજુંછું. કસુર માફ કરજો, મારૂં કહેવાનું એ છે કે પંજાબી સઇસ તે કાંઈ બાબુ મુસદ્દી નથી કે એકને બોલાવતાં સો આવીને હાજર થાય. આ તો સઇસ! મહીનાના મહીના સુધી શોધ કરતાં એકાદ મળી જાય તો મળી જાય. આ સાંભળીને સાહેબ હસ્યા અને ઉમેદવાર બાબુ જે તે વખતે હાજર હતો તે ખરૂં છે એમ કહી ચુપ રહ્યો અને પરાઈ વાતમાં એક શબ્દ પણ નહિ બોલવો એવી પ્રતિજ્ઞા લીધી.

## ૪. કાળો કોટવાળ.

કોઇ ફકીરે મહા ગુન્હોકર્યો, હતો, જેથી તેને કોટવાળની પાસે લઇ ગયા. કોટવાળ રંગે ઘણોજ કાળો હતો. કોટવાળે સિપાઈઓને હુકમ આપ્યો કે આ કસુર બાબત ફકીરનું મોં કાળું કરી શહેરમાં ફેરવો. આ હુકમ સાંભળી ફકીરે કોટવાળને કહ્યું, સાહેબ! મારૂં મોં અરધું કાળું કરો નહિ તો શહેરના માણસોને એવો શક ઉત્પન્ન થશે કે આ ગુન્હેગાર કોટવાળ પોતેજ છે. કોટવાળ આ સાંભળી મનમાં હસ્યો અને ફકીરને ક્ષમા આપી છોડી મૂક્યો.

## ૫. ભોળી ઓરત.

એક ભોળા સ્વભાવની ઓરતને પ્રથમજ ગર્ભ રહ્યો ત્યારે એક દીવસ એણે પોતાની નણંદ, જેઠાણી વિગેરે ઘરની ઓરતોને કહ્યું કે મેં છોકરૂં જન્મતાં ક્યારેય જેયું નથી તો જ્યારે મને છોકરૂં જન્મે ત્યારે કદાચ હું સુતી હોઉં તો મને તમે જગાડી દેજો. સર્વ સ્ત્રીઓ આ વાત સાંભળીને હસી પડી અને કહ્યું કે તને અમે શું જગાડશું તું આખા મહોલ્લાને જગાડીશ.

## ૬. ચાલાક મદદગાર.

એક નટખટ છોકરો એક પહેલવાનને રસ્તે મળ્યો. પહેલવાનનો ધક્કો સ્હેજસાજ છોકરાને લાગ્યો. તેથી છોકરો તે પહેલવાનને ગાળ દઇ નાઠો. પહેલવાન તેની પૂઠે નાઠો, રસ્તામાં તે છોકરાનો પાડોશી એક ચાલાક શખ્સ જતો હતો તેણે આ તમાસો જોયો. તે શખ્સે છોકરાને મદદ કરવા ધાર્યું, પણ પહેલવાન કને પોતાનું બળ ચાલી શકે તેવું જણાયું નહિ ત્યારે તેણે યુક્તિપુર્વક કહ્યું કે પહેલવાન સાહેબ! અતિ આશ્ચર્યની વાત છે કે આપ બે મણના મુગદરને ઉઠાવી શકો છો અને એક બે અક્ષરની છોકરાની ગાળ ઉઠાવી શકતા નથી ? આ વાત સાંભળી પહેલવાન બડાઇથી શાન્ત થઈ પાછો ફર્યો અને મદદગારે છોકરાને બચાવી લીધો.

## ૭. ગામડીઓ ગમાર.

એક ગામડીઓ ગમાર કોઇવાર રેલવેમાં નહિ બેઠેલો તેને એકવાર કાંઈ કારણસર બહાર ગામ જવાનું થતાં તેને રેલવેમાં બેસવાનો અવસર આવ્યો. રેલવેનો ટાઇમ થઇ જવાથી, ઘંટ થઈ ગયો હતો અને ટ્રેન શીટી આપીને ચાલી નીકળી. રેલવેશ
તીજ હતી જેથી આ શીટીનો અર્થ પોતાનેજ બોલાવે છે એવા કરીને ગામડીઆએ રેલવેમાં બેસી જવા ધારીને એકદમ દોડયો, આ જોઇને ગાર્ડે તે ગામડીઆને રોકયો. ગામડીઆએ કહ્યું કે સાહેબ! રેલવેવાળા તો મને શીટી આપી આપીને બોલાવે છે અને તમે રોકો છો આ કેવી વાત કહેવાય !

## ૮. સ્વાર્થી વિદ્યાર્થી.

એક માણુસ કોઈ વૈદ્યને ત્યાં વૈદું શીખવા હમેશાં આવતો હતો અને કહેતો કે વૈદરાજ ! જો મને આપની મહેરબાનીથી આ વિ-

ઘામાં કાંઇક માહેતગારી મળશે તો હું તમારો જીંદગી સુધીનો તાબે-દાર થઇને રહીશ અને તમારો આશરો તજી કદી જઇશ નહિ. આવી રીતની બનાવટી વાતથી વૈદરાજે રીઝીને તે માણસને સારી રીતે વૈદું શીખવ્યું. વૈદું શીખ્યા પછી તે માણસ વૈદરાજથી એવો દુર ગયો કે જેમ ગધેડાના માથાથી શિંગડાં જાય ! મહીનાના મહીના સુધી નજરે પણ ન પડયો, એક દીવસે રસ્તામાં અચાનક વૈદરાજને તે માણસ મળ્યો. વૈદરાજે પૂછયું, ગરજ હતી ત્યારે તું મારી પાસે કેવું કેવું બોલતો હતો અને હવે નજરે પણ પડતો નથી. સ્વાર્થ વિદ્યાર્થીએ જવાબ આપ્યો, મહેરબાન આપેજ જગતને દાખલો બતાવી આપ્યો છે કે “ ગરજ સરી કે વૈદ વેરી. ”

## ૯ ઠગ.

એક ઠગ કોઇની વટલોઈ માગીને લઇ ગયો. જ્યારે વટલોઇ આપવા આવ્યો ત્યારે એક લોટો સાથે આપી ગયો. વટલોઇના માલિકે પૂછયું, આ લોટો શાનો? ઠગે જણાવ્યું કે વટલોઇ વીયાણી તેનો લોટો આવ્યો. માલિક તો લોટાના લાભમાં લોભાઇ વિશેષ ન પૂછતાં ચૂપજ રહ્યો, ફરીવાર તે ઠગ આવ્યો અને વટલોઇ માગીને લઇ ગયો. થોડા દીવસ બાદ આવીને કહ્યું, વટલોઇ મરી ગઇ. માલિકે કહ્યું, કયાંઈ વટલોઈ મરી ગઇ સાંભળી છે ? ઠગે કહ્યું કે કયાંઇ વટલોઇએ બચ્ચું આપ્યું એમ પણ સાંભળ્યું છે ?!

## ૧૦ મોટું પાન કયું ?

એક વખત અકબર પાદશાહે કચેરીમાં જાહેર કર્યું કે સૌથી મોટું પાન શાનું તે કહો ? માણસોએ પોતપોતાની અક્કલ પ્રમાણે જવાબ આપ્યો. કોઇએ કહ્યું, જહાંપનાહ ! કેળનું પાન. મોટું કોઇએ કહ્યું આળવીનું પાન મોટું. જ્યારે બીરબલને પૂછયું ત્યારે તેમણે કહ્યું કે હજુર પાન મોટું નાગરવેલનું કે જે હજુરના મોઢા સુધી પહોંચે છે.

## ૧૧. દુનિયાની બેવફાઇ.

એક રોજ બેલુ કરીને દીવાનાની હાલતમાં રહેનાર શખ્સ બાદશાહ હારૂનરસીદની પાસે ગયો. બેલુએ બાદશાહનો ચ્હેરો ચિંતાતુર જોઇને કહ્યું, શાહનશાહ આટલી ફીકરનું કારણ શું છે? બાદશાહે જવાબ આપ્યો, દુનિયાની બેવફાઇ. બેલુએ કહ્યું, આપને એ અંદેશો રાખવાની કાંઇ જરૂર નથી. કેમકે જો દુનિયા વફાદાર હોત તો બાદશાહત ( રાજ્ય ) તમારા સુધી ન હોત.

## ૧૨. આદમીના ગુણો અને તેના દુશ્મન.

આદમીમાં પાંચ ગુણો છે અને તે પાંચેના પાંચ દુશ્મન છે. પહેલો વિદ્યા અને તેનો દુશ્મન અભિમાન, બીજો દાનીપણું તેનો દુશ્મન કંજુસી, ત્રીજો અક્કલ તેનો દુશ્મન ક્રોધ, ચોથો સંતોષ તેનો દુશ્મન લાલચ, પાંચમો સત્ય તેનો દુશ્મન જુઠ.

## ૧૩. કાળાં કાળાં જાંબુ.

એક વીલાયતી મોગલ હિંદુસ્તાનમાં આવી ચડયો. એક દીવસે તે મેવા બજારમાં જઇ ચડયો. ત્યાં એક જાંબુ વેચનારને જોઇ તેને પૂછ્યું, ભાઇ ઇસિકા નામ કયા? વેચનારે કહ્યું, જાંબુ. મોગલની સાથે કાંઇ પૈસા ન્હોતા કે ખરીદી લે. મોગલ ચાલતો થયો અને જાંબુ નામ યાદ રાખ્યું હતું તે પણ થોડીવાર પછી ભુલી ગયો. માત્ર કાળાં કાળાં જાંબુ એટલું યાદ રાખ્યું મોગલ એક રોજ ફરતાં ફરતાં એક બાગમાં નિકળી ગયો. ત્યાં અચાનક જાંબુનું ઝાડ જોયું. ઝાડ નીચે જાંબુ પડયાં હતાં અને તે પર ભમરો બેઠો હતો. મોગલે જાંબુ વીણી વીણીને ખાવા માંડયાં તેમાં ભમરો પણ ઝપાટામાં આવી ગયો, મોગલે ભમરાને મોમાં મુકયો, તેથી મોમાં ક્યડ ક્યડ થવા માંડયું. ત્યારે મોગલ બોલ્યો કે તમે ચી કરો યા પી કરો પરંતુ હું કાળા કાળા એકને પણ છોડનાર નથી.

## ૧૪. ઓઠે વાત સાચી.

એક રાજ્યમાં પ્રધાનની ખુશામદ વિના નોકરી ( કે કોઈ પણ રોજગાર ) કોઇથી થઇ શકે તેમ નહોતું. ત્યાં એક કુળવાનનો દીકરો કામ વિના અત્યંત હેરાન હતો. કોઇએ તેને પૂછ્યું કે આટલો પરેશાન શા માટે છે ? તેણે જવાબ આપ્યો કામ વિના. પ્રધાનની ખુશામદ વિના આ રાજ્યમાં કાંઇ પણ થઇ શકે તેમ નથી. અને મારાજેવા કુળવાનથી ખુશામદ થઈ શકે તેમ નથી. સામા ધણીએ કહ્યું કે તેં એ કહેવત સાંભળી નથી કે, "બેઠે દુઝે બકરી અને ઉભે દુઝે ઉંટ, જેવો વા વાય તેવી દીજે પૂંઠ."

## ૧૫. લાલચ.

એક શરાફ અશરફીઓની થેલી લઇ શહેરના રસ્તામાંથી પસાર થતો હતો તેને એક ચોરે જોયો. ચોરે શરાફની પુંઠ પકડી. શરાફને અને ચોરને જતાં શહેરના લોકોએ દીઠા હતા. શરાફ નિર્જન રસ્તામાં પહોંચ્યો. એટલે ચોર તેના પર ધસી થેલી પડાવવા જાય છે કે અચાનક ચાર પાંચ સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. તેઓ ચોરને પકડી કોટવાળ પાસે લઈ ચાલ્યા. રસ્તામાં શહેરના લોકોએ ચોરને જોયો અને પૂછ્યું કે તું જ્યારે થોડીવાર પહેલાં આ તરફથી ગયો હતો ત્યારે તારા આ હાલ નહોતા, આટલી વારમાં તેં શું કર્યું કે તું બંધાઇ ગયો. ચોરે કહ્યું કે—

માંખી બેઠી મધ ઉપર, પાંખો ફસી મધમાંય;
હાથ ઘસે માથું કુટે, લાલચ બુરી બલાય.

## ૧૬. ખોટો પૈસો

એક વૃદ્ધ લોઢાનો પૈસો હાથમાં લઇ ચાલ્યો જતો હતો. કોઇએ તેને પૂછ્યું કે તારા હાથમાં શું છે ? વૃદ્ધે જવાબ આપ્યો કે ખોટો પૈસો છે. સામા શખ્સે કહ્યું કે જો ખોટો પૈસો છે તો તું તેને ફેંકી

કેમ નથી દેતા ? વૃદ્ધે કહ્યું કે તમે નાની વયના શું જાણો, " ખોટા પૈસો અને ખોટા દીકરો " વખત પર કામ આવે છે.

## ૧૭. આઠ વસ્તુ.

આઠ વસ્તુ આઠ વસ્તુની પ્રાપ્તિથી ક્યારેય પણ તૃપ્ત થતી નથી. નેત્ર જોવાથી, પૃથ્વિ વરસાદથી, માગણ દાનથી, સ્ત્રી પુરૂષ સંગથી, વિદ્યાર્થી વિદ્યાર્થી, લોભી લોભથી, બ્રાહ્મણ ભોજનથી અને અગ્નિ લાકડાંથી.

## ૧૮. અંધ માલિક.

એક નોકર ટંડીના દીવસોમાં પોતાના માલિકની પાછળ શરદીના માર્યો ધ્રુજતો ધ્રુજતો ચાલ્યો જતો હતો, એટલામાં એક દયાળુ માણસ તેને મળ્યો. દયાળુએ નોકરને કહ્યું કે તું આવી રીતે શરદીમાં મરે છે તો તારા માલિકને કેમ કહેતો નથી. નોકરે જવાબ આપ્યો, શું માલિકને આંખો નથી કે હું કહું.

## ૧૯. બીરબલની બીબી શીતાબો.

એક દીવસ બીરબલે પોતાની બીબી જેનું નામ શીતાબો હતું તેને કહ્યું કે મેં એક નવીન ગાડી બનાવી છે અને તે ગાડીનું નામ તમારા પ્યારની ખાતર તમારા નામપર રાખવામાં આવ્યું છે એટલે ગાડીનું નામ શીતાબો રાખ્યું છે. તે ગાડીના ગુણ પણ તમારા જેવા જ છે. જેમ તમે સફાઇમાં, ચાલાકીમાં તેજ છો તેમ તે ગાડી પણ તેવીજ સફાઇદાર બનાવટની હલકી ચાલાક અને ચાલવામાં તેજ છે. આ વાત સાંભળીને બીબીએ ઘણાજ ગુસ્સાની સાથે કહ્યું કે, આપ એ ગાડીનું નામ બદલી નાંખજો. બીરબલે તેમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે બીબી બોલી કે કાલે તમે તમારા બે ચાર દોસ્તો સાથે તે ગાડી પર સ્વાર થશો ત્યારે કોઇ હસીને કહેશે કે આજ અમે આટલા જણા શીતાબો ઉપર ચડ્યા હતા. આ વાતથી તમને

તે વખતે કેટલું વિમાસવાનું થઈ પડે ! વળી ભરમમાં વાત રહે તો લોકો શું સમજે. આજ સુધી મેં તમારા વિના કોઈનું મુખ પણ જોયું નથી અને કહ્યા મુજબ ગાડીના કારણથી નાહક મને કલંક લાગે તો મહેરબાની કરીને ગાડીનું નામ બદલીજ નાંખો, તમારો આવો પ્યાર કોઈ વેળા મારા મોતનું કારણ થઈ પડશે.

## ૨૦. મુલ્લાની દોડ મસજીદ સુધી.

એક મુલ્લા સાહેબ જ્યારે ઘરના માણસોથી નારાજ થતા ત્યારે કહેતા કે હું પરદેશ ચાલ્યો જઈશ. એક દીવસ ઘણાજ નારાજ થઇને બોલ્યા કે બસ ચાલ્યો જાઉં છું. મુલ્લાના ઘરની પાસે મસ્જીદ હતી ત્યાં જઇને મુલ્લા બેસી રહ્યા. કોઇએ મુલ્લાને જોયા ત્યારે કહ્યું કે તમે તો આ નગર છોડી જતા રહેતા હતા અને અહિં કેવી રીતે બેસી રહ્યા ? મુલ્લાએ કહ્યું કે શું તમે એ કહેવત નથી સાંભળી કે "મુલ્લાની દોડ મસ્જીદ સુધી."

## ૨૧. ધૂળ રાખ.

અકબર બાદશાહે બીરબલને પુછ્યું કે બારમાંથી બે કાઢી નાંખવામાં આવે તો બાકી શું રહે ? બીરબલે જવાબ આપ્યો કે ધૂળ. બાદશાહે કહ્યું કે કેવી રીતે ? બીરબલે કહ્યું કે હજુર ! બાર મહિનામાંથી શ્રાવણ ભાદરવાના બે મહિના કાઢી નાંખવામાં આવે તો ધૂળજ રહી ને ? કેમકે એ બે મહિનાજ વરસાદ વરસવાના છે અને તે મહીનાના વરસાદથીજ ખેતરો પાકે છે.

## ૨૨. જેની લાકડી તેની ભેંસ.

એક ભરવાડ એક ભેંસ લઈ ચાલ્યો જતો હતો તેવામાં શહેર બહાર મેદાનમાં એક હરામજાદો જમીનદાર એક લાકડી લઈ ઉભો હતો. તેણે એ વખતે ભરવાડને એકલો જોઈ દમ ભરાવીને તેની ભેંસ પડાવી

લીધી, અને પોતાના ઘર તરફનો રસ્તો લીધો. જરા થોડે છેટે નિકળ્યો કે કોઇ સામે મળ્યો તેણે પૂછ્યું કે તું આ ભેંસ કયાથી લાવ્યો ? આ ભેંસ તો એક મુસાફરની પાસે હતી. હરામજાદા જમીનદારે જવાબ આપ્યો હોયાં હોયાં એનો ! મુસાફર પાસે ભેંસ કેવી ! એ તો "જેની લાકડી તેની ભેંસ."

## ૨૩. જાટ જમીનદાર અને ગાંધી.

કોઈ ગામમાં ચોરા પર જાટ જમીનદાર બેઠા હતા, ત્યાં એક ગાંધી તેલ, તેલ, અત્તર લઇને આવ્યો. જમીનદારોએ ગાંધીને પૂછ્યું, કે તારી પાસે શું છે ? ગાંધીએ કહ્યું, અત્તર, તેલ, ફુલેલ છે. એક જમીનદારે કહ્યું, જરા મારા હાથપર લગાવ જોઇએ, જોઉં તો ખરો કેવુંક અત્તર છે. ગાંધીએ એક ટીપું તે જમીનદારના હાથપર લગાવ્યું. જમીનદારે તે ટીપું ચાટીને કહ્યું, અરે આતો કશા કામનું નથી, આ તો કડવું ઝેર છે. ત્યાં એક ચતુર સ્ત્રી ઉભી હતી તેણે ગાંધીને કહ્યું:—

અત્તર સુંઘાડો કોણને, થાઓ પંથ પલાન;
ખડ ખાનાર પશુ કદી, ચાવી જાણે પાન !

આ સાંભળી તુરતજ ગાંધીએ રસ્તો માપ્યો.

## ૨૪. ત્રણ વસ્તુ.

ત્રણ વસ્તુઓ ત્રણ સમયે બહુજ કઠણ થઈ પડે છે, વૃદ્ધાવસ્થા એકલાપણામાં, શારીરિક વ્યથા દરિદ્રતામાં, અને પેદલ ચાલવું લાંબા પંથમાં.

## ૨૫. પ્રેમનો વિજય.

લોકો પર જીત મેળવવી હોય તો કયે પ્રકારે મેળવી શકાય ? એ પર કોઇએ એવું દૃષ્ટાંત આપ્યું છે કે કોઈ સમય લોઢું કોઈની

હાથ પર આવી ચડયું તેના પર બળ અજમાવવા ધાર્યું. લોઢું મહામજબુત તેથી તેના પર કોણ બળ અજમાવે ? કુહાડે કહ્યું, હું લોઢા પર જીત મેળવી શકું છું. આમ કહી કુહાડે જોરથી તે પર ઘાવ કરવા શરૂ કર્યા; પરંતુ એક એક ઘાવથી કુહાડાની ધાર બુઠી થતી ગઇ, છેવટ કુહાડામાં લોઢું કાપવાની જરા પણ શક્તિ ન રહી, તેથી કુહાડાનું ચાલવું વ્યર્થ ઠર્યું. કરવતીએ કહ્યું–હું લોઢા પર જીત મેળવી શકું છું. આમ કહી કરવતીએ લોઢાને પોતાના દાંતા વડે વ્હેરવું શરૂ કર્યું. પણ ઘસતાં ઘસતાં કરવતી પોતેજ બે કટકા થઇ પડી. ત્યારે હથોડે કહ્યું, વાહ વાહ ! હું તો જાણતોજ હતો કે તમારૂં જોર કાંઇ પણ ચાલવાનું નથી. હઠો હું હમણાંજ લોઢા પર જીત મેળવું છું. આમ કહી હથોડે લોઢાપર એકદમ ચોટ કરી પરંતુ હથોડાનું માથું લોઢાની ચોટથી એકદમ તુટી ગયું; અને લોઢું તો તેવું ને તેવુંજ રહ્યું. ત્યારે અગ્નિની કોમળ અને ધીમી આંચે કહ્યું કે જોવું હોય તો હવે હું યત્ન કરૂં ? ત્યારે તમામે અગ્નિની વાતને હસી કાઢી પરંતુ અગ્નિની જ્વાળ ધીમે ધીમે લોઢાને વળગી ગઇ અને ચારે તરફથી ઘેરી વળી, જરા પણ લોઢાને સસ્તું ન છોડયું. લોઢું જરાવાર થતાં પીગલી ગયું. આથી એ શીખામણ લેવાની કે માણસોમાં જે પ્રેમ છે તે જગતરૂપી લોઢા પર જીત મેળવનાર આંચ છે. પ્રેમના બળથી સર્વ કાંઇ થઈ શકે છે.

## ૨૬. મનુષ્ય ચાર પ્રકારનાં થાય છે.

૧ લો તે કે જે કાંઇ પણ જાણતો નથી છતાં એમ નથી જાણતો કે હું કાંઈ જાણતો નથી. આવો પુરૂષ મૂર્ખ હોય છે એનાથી દુર રહેવું જોઇએ.

૨ જો તે કે જે કાંઈ નથી જાણતો. પણ જાણે છે કે હું કાંઈ નથી જાણતો. આવો પુરૂષ ભલો છે તેને કાંઇક શીખવાડો.

૩ જો તે કે જે કાંઇ જાણે છે પણ નથી જાણતો કે હું જાણું છું. આ પુરૂષ ઉંઘતો છે તેને જગાડવો જોઇએ.

૪ પોતે જે કાંઇ જાણે છે અને જાણે છે કે હું જાણું છું. આ પુરૂષ જ્ઞાની છે એની પુંઠે લાગવું જોઇએ.

## ૨૭. મૂર્ખ કાચબો.

એક મૂર્ખ કાચબાએ હમેશાં ધરતીપર ચાલવાથી થાકીને એમ કહ્યું કે જો હું પક્ષીઓની માફક આકાશમાં ઉડી શકતો હોઉં તો કેવું સારૂં થાત. આવી ઇચ્છાથી કાચબો એક દીવસ કોઇ ગીધને પાસે જઇ વિનંતી કરીને બોલ્યો કે મિત્ર ! મને પણ ઉડવાની વિદ્યા શીખવો? ગીધે તેને બહુ બહુ ના પાડી, તો પણ જેમ જેમ ના કહી તેમ તેમ એની ઇચ્છા વધતી ગઇ. છેવટે ગીધે કહ્યું કે ભાઇ ! જો તમે નહિજ માનો તો તમને શીખવાડવુંજ પડશે, આમ કહી ગીધે કાચબાને પૃથ્વી પરથી ઉડાવી લધો અને ગીધ કાચબાને બહુ દુર સુધી આકાશમાં લઇ ગયો, અને ત્યાંથી કાચબાને ઉડવાની વિદ્યા શીખવા નીચે છોડી દીધો. બીચારો તે કાચબો પથરાવાળી જમીનપર પછડાઈ ચૂરેચૂરા થઈ ગયો. જે માણુસ પોતાની યોગ્યતાથી બહાર કામકાજ કરવા ચાહે છે તે કેવળ પોતાના હકમાં નુકસાનજ કરે છે.

## ૨૮. અફીણીની સહેલ.

એક અફીણી જ્યારે બે ઘડી દીવસ બાકી હતો ત્યારે અફીણનો ગોળો ચડાવી બજારમાં સહેલ કરવા નીકળ્યો તો બજારમાં છકડાંઓની કતાર આવતી નજરે જોઇ. છકડાંઓને જોઇ ગભરાઈને અફીણીએ બૂમ મારી કે “ બચાવજો, સાવધાન, ધક્કો ન લાગે ” આટલું કહી અફીણીભાઇ એક ઘરના બારણાને પીઠ લગાવી ઉભા થઇ રહ્યા. છકડાંઓની કતારને નિકળતાં નિકળતાં પાએક કલાક થઈ

તે દરમ્યાન અફીણીને ઊભાં ઉભાં નીશાની નિંદનું લ્હેરૂં આવી ગયું. અફીણી તો છકડાં નિકળી ગયા બાદ પણ એક કલાક ઊંઘમાં ઉભાજ થઇ રહ્યા. આખર ઘરવાળાએ અંદરથી કમાડ ખોલ્યાં ત્યારે અફીણી ભાઇ પછાડ ખાઇને પડયા અને બોલ્યા કે, બચાવજો, બચાવજો, બુમો મારી તોપણ ધક્કો માર્યા વિના ન રહ્યો. કોઇએ કહ્યું છે કે, ઘોડાવાન ગાડીવાન તે હેવાન બરાબર છે. અફીણીભાઇને ઓળખીને તથા બોલવાનો મુદ્દો સમજીને ઘરવાળાએ કહ્યું કે આવી રીતે અનહદ કેફ કરીને રખડવા નીકળો છો તેથી હેવાન તો તું છે!

## ૨૯. મશ્કરો હકીમ.

એક કમઅક્કલવાળો એક હકીમ પાસે આવીને કહેવા લાગ્યો કે હકીમ સાહેબ! કાલે મને કાચી રોટલી ખાવામાં આવી હતી જેથી આજે મારા પેટમાં બહુજ દર્દ થાય છે. કાંઇક ચૂર્ણ કે હજમીયાત દવા આપશો. હકીમે કહ્યું કે લ્યો આ સુરમો આંખે લગાવો. કમઅક્કલે કહ્યું, હકીમજી! પેટમાં દર્દ છે અને ઓસડ આંખનું શા માટે આપો છો? હકીમે કહ્યું કે એટલા માટે કે જો સુરમો આંખે પહેલાંથી લગાવ્યો હોત તો માલુમ પડત કે રોટલી કાચી છે કે પાકી! જેથી દર્દ થવા વખત ન આવત.

## ૩૦. હાજર જવાબી હકીમ.

એક રાજાની આંખમાં દર્દ ઉપન્ન થયું તેથી રાજાએ એક હકીમને બોલાવ્યો, હકીમે રાજાને ઇલાજ બતાવ્યો કે પગના તળીયામાં મેંદી લગાવો. રાજાના અંતઃપુરનો નપુંસક નોકર ત્યાં ઉભો હતો તેણે હકીમની ખરી દવાની કદર ન બુઝતાં ડહાપણ ડહોળ્યું અને કહ્યું કે હકીમ સાહેબ, આંખને અને પગનાં તળીયાંને શો સંબંધ? હકીમે જવાબ દીધો કે જે સંબંધ અંડકોશને અને ઉપલા હોઠને

છે તે જુઓ, નપુંસકને અંડકોશ હોતો નથી તેમ મૂછ હોતી નથી. નપુંસક ચુપ થઈ ગયો. રાજા આ વાત સાંભળી હસ્યો અને વૈદ્યને ઈનામ આપીને પોતાને માટે કહેલી દવાની શરૂઆત કરી.

## ૩૧. સમયસુચક દીવાનો.

દીલ્લીનો એક પાદશાહ મહા જુલમગાર હતો. તે રાત્રે વેશબદલીને શહેરમાં ચર્ચા જોવા નિકળી પડતો. એક રાત્રે ફરતાં ફરતાં તેને એક આદમી મળ્યો. બાદશાહે તેને પૂછ્યું કે આ શહેરનો બાદશાહ કેવો છે? તેણે જવાબ આપ્યો કે મહા જુલમગાર છે, ત્યારે બાદશાહે કહ્યું, મને ઓળખે છે? હું બાદશાહ છું. તે માણસ સાભળતાંજ ગભરાયો પણ તુરત વિચાર કરીને કહેવા લાગ્યો હુજુર! મને આપ ઓળખો છો? હું ફલાણા સોદાગરના દીકરાનો દીકરો. હું મહિનામાં ત્રણ દીવસ દીવાનો થઈ જાઉં છું. આ દીવસ તે ત્રણ દીવસ માંહેનો છે. આથી બાદશાહનો શક દૂર થયો.

## ૩૨. સરજોરીનો હીસાબ.

એક વાણીઓ પોતાના છોકરાનાં લગ્ન કરવા પોતાનાં ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં એક જંગલ આવ્યું. વાણીયાનો ભાઈ જાનની પાછળ ગામ નિકળ્યો હતો. રસ્તામાં વાણીયાના ભાઇને એક વાઘે મારી ખાધો. વાણીયાએ પોતાનો ભાઈ ન આવ્યો ત્યારે વિચાર્યું કે મારો ભાઈ કાંઈ આજનું નામુંઠામું કોઈની સાથે કરવા રોકાઈ રહ્યો હશે. રોજમેળનો ચોપડો પાસે હતો તે જોવા લાગ્યો. જોતાં જોતાં આંખો વિકાસી રહ્યો અને માન્યું કે કોઈનું દેવું આપવું આજકાલનું જણાતું નથી. આમ વિચારી વાણીયાએ ગામ તરફ પાછા વળી તપાસ ચલાવી. રસ્તામાં જતાં એક જંગલને મોખરે એક વાઘ બેઠેલો દીઠો તથા તેની આજુબાજુ પોતાના ભાઈનું

માથું તથા હાડકાં પડેલાં દીઠાં. તે જોતાંજ એકદમ આંચકો ખાઇને દૂરથી પુછ્યું, કે અરે વાઘ ! તારૂં નથી અમારા ખાતામાં નામ કે નથી રોજનામામાં નામ ! તેં મારા ભાઇને કયા હીસાબે મારી ખાધો ? વાઘ વાણીયા પર એકદમ ઘુરકયો. વાણીયો એકદમ દોટ મૂકીને એમ બોલતો નાશી છુટયો કે હા, આ હીસાબથી મારી ખાધો તો ઠીક છે.

## ૩૩. લગ્ન કરવાથી ફાયદો.

કોઇ અક્કલમંદને એક માણસે પૂછ્યું કે મહાશય ! લગ્ન કરવાથી શો ફાયદો ? અક્કમમંદે કહ્યું કે પહેલાં તો એક મહિના સુધી આનંદ ઉત્સવ અને પછી આખી ઉમરની તકલીફ. પૂછનાર માણસે કહ્યું–ખરૂં છે. જોરૂ જો સમાન સ્વભાવની ન મળે તો આખી ઉમરની તકલીફ જ, અને સમાન સ્વભાવનું જોડું મળવું તે તો અશક્યજ છે. કારણ કે. " આદમી આદમીમાં અંતર, કોઇ હીરો કોઈ પત્થર. "

## ૩૪ એકમાં ચારના ગુણ.

એક વખતે અકબર બાદશાહે બીરબલને કહ્યું કે, તું મને ચાર માણસો લાવી આપ. શૂરવીર, કાયર, લજ્જાવાન અને નિર્લજ. આ ચાર માણસો માટે બીરબલે વિચાર કરીને એકજ સ્ત્રીને યોગ્ય ધારી. બીજે દિવસે સવારમાં એક સ્ત્રીને સાથે લઇ બીરબલ બાદશાહની હજુરમાં ગયો. બાદશાહે પૂછ્યું–કેમ બીરબલ, ચારે માણસોને લાવ્યો ? બીરબલે કહ્યું, હા નામદાર, હાજર છે. બીરબલે તુરતજ તે સ્ત્રીને બાદશાહની આગળ ઉભી કરી. બાદશાહે કહ્યું, અરે મેં તો ચાર માણસોને બોલાવ્યાં છે, અને તું તો એકજ લાવ્યો, પણ બીજાં ત્રણ કયાં છે ? બીરબલે કહ્યું સાહેબ ! આ એકમાં ચારે મૌજુદ છે. બાદશાહે કહ્યું–બતાવ. બીરબલે કહ્યું, જ્યારે સ્ત્રી પોતાના સાસરામાં રહે છે ત્યારે લાજને લીધે ઉંચા સાદથી બોલતી પણ નથી, અને

જ્યારે લગ્ન પ્રસંગ હોય છે ત્યારે ગાણાં ગાય છે એ વખતે માબાપ, ભાઇ, ધણી, સાસરો અને બધા કુટુંબીઓ બેઠા હોય છે પરંતુ કોઇને લેખામાં ન ગણતાં બીભત્સ બોલે છે. વળી પોતાના ધણી પાસે બેઠી હોય છે ત્યારે રાત્રે ઘરના કોઇ પણ ભાગમાં એકલી જતી નથી અને કહે છે કે મને જતાં ડર લાગે છે. પણ જો કોઇથી યારી હોય તો, અંધારી રાત્રે રાતના બાર વાગે કોઈ પણ જોડે ના હોય તો પણ એકલી બેધડક રીતે યારની પાસે જાય છે. અને ચોર, ભૂત પ્રેત, જાનવર કોઇથી ડરતી પણ નથી; જેથી લજ્જાવાન, નિર્લજ, કાયર અને શૂરવીર ચારે માણસોનું કામ સ્ત્રીથી થાય છે, જેથી સ્ત્રીમાં ચારે માણસો આવી ગયાં. બાદશાહ આ વાત સાંભળી ખુશી થયા અને બીરબલને બક્ષીસ આપી.

## ૩૫ પરમેશ્વરનો બેટો.

એક ગામવાળાએ એક પાદરીને બોધ કરતાં જોઇ સવાલ કર્યો કે સંસારીજનોને મોક્ષ આપવાવાળો કોણ છે અને તે ક્યાં રહે છે? પાદરી સાહેબે જવાબ આપ્યો કે તે પરમેશ્વરનો બેટો છે અને તે પરમેશ્વરની સાથેજ રહે છે. ગામવાળાએ કહ્યું કે પરમેશ્વર જીવતા છે કે મરી ગયા? પાદરી સાહેબે કહ્યું ભાઈ! તે કદી મરતાજ નથી. તે ગામવાળાએ કહ્યું, શું આપ બાપ બેટામાં કુસંપ કરાવવા ધારો છો? બાપની હયાતી છતાં બેટો મોક્ષ આપશે? અમારે ત્યાં તો આવો ચાલ નથી. તેટલા માટે અમે તો જ્યાંસુધી બાપ જીવતો રહેશે ત્યાં સુધી બાપનેજ માનીશું અને બાપ પાસેથીજ સર્વ કામ માગીશું જ્યારે તે બાપ નહિ હોય ત્યારે પછી બેટો માલીક છેજ તો?

## ૩૬ ન્યાયની કોર્ટ કે ભંડારની સભા.

એક આંધળા લાલજીને મશ્કરા ન્યાયાધીશની રૂબરૂ કોઈ કેસમાં સાક્ષી આપવાના કારણસર જવું પડયું. ન્યાયાધીશે પૂછ્યું, તમારૂં નામ

શું ? લાલાજીએ કહ્યું, ઘાસીરામ. ત્યારે ન્યાયાધીશે કહ્યું-વાહજી ઘાસીરામ. લાલાનો લાલો અને ઇંધનનો ઇંધન ( ઇંધન એટલે ખડનો પુળો અને લાલા એટલે ફૂલ ) આ સાંભળીને લાલાજીએ જે છોકરો પોતાને દોરી લાવ્યો હતો તેને એક લાપટ મારીને કહ્યું કે અરે ! તું આ ભાંડોની સભામાં કયાં લાવ્યો ? ન્યાયાધીશની કચેરીમાં લઇ જા ? આ સાંભળી ન્યાયાધીશ બહુજ શરમાયો.

## ૩૭ અહિં, ત્યાં અને નહિ અહિં કે નહિ ત્યાં.

એક દીવસે અકબર બાદશાહે ત્રણસો રૂપિઆ આપી બીરબલને કહ્યું કે આની ત્રણ ચીજો લાવો. એકસોની અહિં, એકસોની ત્યાં, અને એકસોની નહિ અહિં કે નહિ ત્યાં. બીરબલે એકસોની મીઠાઇ લઈ બાદશાહને નજર કરી. એકસોનું ભોજન બનાવી ભુખે મરતા અભ્યાગતોને ખવરાવી દીધું અને એકસો રૂપિયા ભાંડો રાંડો અને હીજડાઓ (પવઇયા) ને આપી બાદશાહને તેનો તમાસો બતાવી આપ્યો. જ્યારે બાદશાહે બીરબલને પૂછ્યું કે આ શું કર્યું ? ત્યારે બીરબલે કહ્યું કે જહાંપનાહ ! જે આપને ભેટ કરી (નજર કરી) તે અહિં, જે ભુખ્યા અભ્યાગતોને ખવરાવ્યું તે ત્યાં, અને જે ભાંડો રંડીઓ અને હીજડાઓ લઇ ગયા તે નહિ અહિં કે નહિ ત્યાં. બાદશાહ આ કામથી ઘણા ખુશી થયા અને બીરબલને ઇનામ આપ્યું.

## ૩૮ કપડાની તરફ મોં.

કોઇ એક વૃદ્ધને પૂછ્યું કે કોઈ વખતે જ્યારે ઉજડ જંગલમાં કે મેળાના પ્રસંગે નદી તળાવમાં ન્હાવા જઇએ તો કઈ તરફ મોં રાખીને ન્હાવું ? વૃદ્ધે જવાબ આપ્યો કે પોતાના કપડાં તરફ હમેશાં મોં રાખવું. કેમકે કોઈ કપડાં ઉઠાવી જાય અને નાગું ન ફરવું પડે.

## ૩૯. ઘોડે ચડવા કે ઉપાડવા ?

એક માણસે પરમેશ્વર પાસે ચડવા માટે ઘોડો માગ્યો, તે દીવસે સંજોગને લઇને ઘણા માણસોને લસ્કર સારૂં મજુરી માટે પકડવામાં આવ્યાં તેની સાથે તે માણસને પણ પકડવામાં આવ્યો. લસ્કર એક ઘોડીને વછેરૂં આવ્યું હતું. આ વછેરૂં તે માણસને માથે ઉપડાવવામાં આવ્યું. તે માણસે આકાશ તરફ હાથ ઉંચા કરી કહ્યું કે, હે મહેશ્વર! તું આટલો મોટો છે પણ તારામાં જરાએ બુદ્ધિ નથી. મેં ચડવા માટે ઘોડો માગ્યો હતો જેથી મેં તારી સ્તુતિ કરી કહ્યું કે હે પરમેશ્વર ! એક ઘોડો બક્ષીસ કર. આ વાકયનો અર્થ એવો નહોતો કે ઘોડો મારા માથે ચડે.

## ૪૦. હાજર જવાબી ચોબો.

એક ચોબાને ઘણીજ નાની સ્ત્રી મળી હતી, સાંજને સમયે કાંઈ ઉતાવળનું કામ હતું અને સ્ત્રી તેને પીયર હતી જેથી ચોબાજીએ સ્ત્રીને તેને પીયરથી ઘેર લઈ જવા માંડી, પણ તે સ્ત્રી નાની હોવાથી ચાલી શકતી નહોતી જેથી ચોબાએ સ્ત્રીને કાંધે ઉઠાવી ચાલવા માંડયું. એટલામાં એક યાત્રાળુ યજમાને તે જોયું અને મશ્કરીમાં ચોબાને કહ્યું કે ચોબાજી, શું છોકરીને લઇ જાઓ છો ? ચોબાએ જવાબ વાળ્યો કે યજમાન, છોકરી છોકરો બધું આમાં છે.

## ૪૧. ભાગ્ય બળ.

એક મહારાજાને ત્યાં બે પંડિત હતા. એકનું નામ હામાંહા અને બીજાનું નામ હિતવાદી હતું. મહારાજા સાહેબ હામાંહાનેજ માનતા હતા. એટલા માટે એક કહોળામાં ખૂબ સોના મ્હોરો ભરી ગુપ્ત રીતથી હામાંહાને દાન કરી. હામાંહાએ તેને કહોળુ માનીને કહોળા બદલે શાક લીધું, હવે તે હિતવાદી ફરતો ફરતો શાક લેવા માટે તે

બજારમાં આવ્યો, અને કહોળું જે શાક વાળાએ એમને એમજ રાખી મુક્યું હતું તે ખરીદ્યું. તુરત રાજા તે ગુપ્ત દાનની ચોકસી માટે હમાંહાની પછવાડે ત્યાં આવી પહોંચ્યો. રાજાને કહોળાનો ખુલાસો હામાંહાથી મળ્યો, જેથી હિતવાદીને કહોળા યુક્ત જોઈ સોના મહોર તારા કીસમતનીજ છે એમ કહી રાજાએ હિતવાદીને ખુલાસાસહ વિનવ્યું. હિતવાદી પંડીતે તે વખતે કહ્યું કે " **फलति कपालं न च भूपाल:** "

## ૪૨ ગોરો અને કાળો.

એક ચીનાએ કોઈ હબસીને કહ્યું કે, તું કાળો નાગ જેવો છે. તું તો તાવડીની માફક છે અને હું તો ચાંદીનો ટુકડો છું. હબશીએ કહ્યું ખરૂં ભાઈ, એતો ખુદાની કુદરત છે. હું એવોજ છું અને તું તેવોજ છે. પણ એનો વિચાર કર કે તલ મારા રંગનો છે તે સુંદરતામાં અધીક છે (ગોરા મ્હોંવાળો તલથી વધારે ખૂબસુરત ગણાય છે) અને કોઢ તારા રંગનો છે તે અધીક રૂપનું પણ નખોદ વાળનાર છે.

## ૪૩. હાલ તો હું પીયરની રીત પ્રમાણે કરીશ.

એક કંજુસે પોતાની પુત્રીનો વિવાહ ૧૮ વર્ષની ઉમર સુધીમાં પણ ન કર્યો, તે બીચારી કન્યાએ કામદેવને આધીન થઇ લાચારીથી વિવાહ થવા પહેલાં ત્રણ મહીના અગાઉ એક પાડોશી સાથે પ્રેમમાં પડી તેનાથી ગર્ભ ધારણ કર્યો. ત્યાર બાદ જ્યારે વિવાહ અને લગ્ન બન્ને સાથે થયાં અને વહુ થઇને તે કન્યા સાસરે ગઇ ત્યારે વિચાર કરીને પોતાની સાસુને પૂછવા લાગી કે, સાસુજી, તમારે ત્યાં ગર્ભ રહ્યા પછી કેટલે મહિને બાળક અવતરવાનો ચાલ છે ? ત્યારે સાસુએ કહ્યું કે તારી માએ ક્યારેય બાળક જણ્યું છે કે નહિ ? તને આટલી પણ ખબર નથી. વહુએ કહ્યું સાસુજી, હું એ વાત ક્યાંથી જાણું ? હું તો બાળકજ હતી પણ મેં કોઈ કોઇ સ્ત્રીઓથી જાણ્યું

છે કે અમારા કુટુંબમાં ૭ મહિને બાળક અવતરવાનો ચાલ છે. સાસુએ કહ્યું કે તારી માની એવી રીત હશે, આખી દુનિયામાં તો નવ મહિને બાળક અવતરે છે. પછી વહુએ પોતાના ત્રણ મહિનાનો હીસાબ ચઢાવીને કહ્યું, બીજીવાર હવે તમે કહેશો તો નવ મહિને જણીશ, પણ હાલ તો હું પીયરની રીત પ્રમાણેજ કરીશ.

## ૪૪. નાચનારી વેશ્યા.

એક મીજલસમાં એક વેશ્યા નાચતી હતી. તે મીજલસમા આવેલા એક માણસે મશ્કરી માટે એક રૂમાલનું ઈંડું બનાવીને નાચનારીના પગ વચ્ચે નાખ્યું, અને કહ્યું કે-બીબી સાહેબ, આપનું ઇંડું ઉઠાવી લેજો. વેશ્યાએ એ ઇંડાને ઉપાડી ચુંબન કર્યું, અને તુરત જવાબ આપ્યો કે આવા ઈંડાપર હું વારી જાઉં કે ઈંડું નીકળતાંજ બચ્ચાએ પણ બોલવા માંડયું. તે શખ્સ આ પ્રમાણે બેટા બનતાં ઘણોજ શરમાયો.

## ૪૫ કુકડુકુ બનાવવા જતાં બન્યા.

એક વખત અકબર બાદશાહે પાણીના હોજમાં ઘણાંક ઇંડાં નંખાવ્યાં, અને હુકમ કર્યો કે દરેક જણ પાણીની અંદર ડુબકી મારીને એક એક ઈંડું લાવે. પ્રથમ બાદશાહે ડુબકી મારી એક ઇંડું કાઢયું. બાદ બધા હજુરીયાએ એક એક ઇંડું કાઢયું. જ્યારે આખરે મુલ્લા દોપ્યાજખાંનો વારો આવ્યો ત્યારે હોજમાં એક ઇંડું નહિ મળવાથી તેણે બહાર નીકળતાં કુકડુકુ એવી બુમ મારી. બાદશાહે પુછયું કે આમ બુમ શા માટે મારી ? મુલ્લાએ જવાબ આપ્યો કે જહાંપનાહ ! હું એક જો ન હોત તો આ બધા ક્યાંથી પેદા થાત. બાદશાહ શરમાઈ નિરુત્તર થઈ ગયા અને પારકાને બનાવવા જતાં પોતે બન્યા.

# ૪૬ આંધળો મુલ્લા.

એક આંધળો મુલ્લા મસજીદમાં રાત્રે છોકરાઓને ભણાવતો હતો. હમેશાં એક બે કલાક ભણાવી તે મુલ્લા છોકરાઓને કહેતો કે બચ્ચા, દીવો ઓલવી નાંખો. છોકરાઓ આજ્ઞા પ્રમાણે દીવો ઓલવી સુઈ જતા હતા. મુલ્લા દીવો ઓલવ્યા પછી બે હાથ જોડી ખુદા પાસે દુઆ માગવામાં લીન થઈ જતા કે હે ખુદા ! મારી આંખો દેખતી કર. સૌના જાણવામાં હશે કે બચપણ શેતાની અવસ્થા છે. એક રાત્રે છોકરાએ દીવો આજ્ઞા પ્રમાણે ઓલવ્યો નહિ અને બળનો જ રાખ્યો. મુલ્લા હમેશ મુજબ દુઆ માટે બે હાથ જોડી ખુદા પ્રત્યે મગ્ન થયો. કોઈ છોકરાએ પુછયું કે મુલ્લા સાહેબ ! આપ આ શું કરો છો ? મુલ્લા દીવો બળતો રાખ્યો છે એમ જાણી જોઈ કહેવા લાગ્યા કે જેણે દીવો નથી ઓલવ્યો તે આંધળો થાય એવી ખુદા પાસે દુઆ માગું છું તેથી તુરત તે અપરાધી છોકરાએ દીવો ઓલવી નાંખ્યો.

# ૪૭ અમીર અને કુતરો.

એક અમીર મકાનમાં બેઠો બેઠો ખાણું ખાતો હતો. રોટી અને રસો ખાઇ રહ્યા બાદ અમીર સાહેબ હડ્ડી ચુસવા લાગ્યા. એટલામાં એક કૂતરો અમીરના દરવાજાપર ભસતો હતો. અમીરે બહુવાર તેને હલકાર્યો, પણ કુતરો ભસતો બંધ ન રહ્યો તેથી અમીર હાડકું ચુસતો ચુસતો બહાર નીકળી આવ્યો અને કુતરાને મારવા લાગ્યો અને કહ્યું કે નાહક શા માટે ભસે છે ? તેવામાં એક વાચાળ છોકરો ત્યાં દરવાજાપર ઉભો હતો તેણે કહ્યું કે કુતરો ભસતો નથી પણ આલમ ખુદાવિંદને અરજ કરે છે કે હાડકું જે મારો ખોરાક છે તેને અમીર સાહેબ ચટ કરી જાય છે.

## ૪૮ હંસપદ.

એક કમઅક્કલ પોતાના ગુરૂની પાસે પુસ્તક વાંચતો હતો. તે પુસ્તકમાંના એક શબ્દનો અક્ષર છાપતાં રહી ગયો હોવાથી તે અક્ષર ઉપર છાપ્યો હતો. શિષ્યે પુછ્યું કે ગુરૂજી આ અક્ષર ઉપર કેમ છાપ્યો હશે ? ગુરૂએ કહ્યું કે આ હંસપદ કહેવાય છે જ્યારે ભૂલ થઇ જાય છે ત્યારે નીચેનું ઉપર આવી જાય તો ચાલે. એક દીવસ કમઅક્કલ શિષ્ય નાહીને ઉતાવળથી કપડાં પહેરવા લાગ્યો, જેથી પ્રથમ ધોતીયું પહેરતાં રહી ગયું. માત્ર નીચે કોપીન ( લંગોટી ) થી ચલાવી લીધું. ધોતીયાને માથાપર નાંખી કમઅક્કલ ગુરૂપાસે ભણવા આવ્યો. ગુરૂએ કહ્યું કે આજે તું કયું રૂપ ધારણ કરીને આવ્યો છે? શિષ્યે કહ્યું કે-ગુરૂજી કપડાં પહેરતાં ભૂલ થઇ ગઇ હતી અને ઉતાવળને લીધે ધોતીયું પહેરવું રહી જવાથી આ હંસપદ કરેલ છે. ગુરૂજી શિષ્યની અક્કલપર હસ્યા અને બોલ્યા કે મૂર્ખ ? કેવળ લખવામાંજ હંસપદ થાય છે. કંઇ બધી વાતોમાં તેવું થતું નથી.

## ૪૯ કાજી અને ફકીર.

કોઇ કાજીનું નામ કવિ હતું ( કવિનો અર્થ ફારસીમાં જબરદસ્ત થાય છે. ) તે કાજીની પાસે એક ફકીર જઇ ચડયો. નમાજનો વખત હતો જેથી કાજીએ કહ્યું કે આવો હજરત ! આપ પણ નમાજ પઢો. ફકીરે કહ્યું બાબા ! શું કરીએ શયતાન કવિ છે (શયતાન જબરદસ્ત છે) તે કાંઇ પણ કરવા નથી દેતો.

## ૫૦ આંધળાને અંધારામાં બહુ દુરનું સુઝયું !

કોઇ જગ્યાએ બે ચાર દેખતા માણસો વાતો કરતા હતા કે અંધારામાં અમને બરાબર સુજતું નથી, એટલામાં એક આંધળો પણ

ત્યાં બેઠો હતો તે બોલ્યો કે સાહેબ પરમેશ્વરનો પાડ કે મને અંધારામાં અને અજવાળામાં એક સરખુંજ સુજે છે.

## ૫૧. એકજ રસ્તો છે.

એક મશ્કરાએ કોઇ વેસ્યાને પુછ્યું કે બીબી સાહેબ ! તમે કયે રસ્તેથી આવ્યાં ? વેસ્યાએ જવાબ આપ્યો કે તમારો મારો એકજ રસ્તો છે.

## ૫૨. દસ્ત-ફારસી ભાષાની ખૂબી.

એક ફારસી ભણેલા છોકરાને કોઇ ગુજરાતીએ પૂછ્યું કે તું રોટલો કઈ ચીજથી ખાય છે ? છોકરાએ જવાબ આપ્યો કે દસ્તથી. ( દસ્ત એટલે હાથ ). ગુજરાતી દસ્ત એટલે પેખાનું સમજી અરરરર કરી ચાલી નિકળ્યો.

## ૫૩. ચાર વાતો.

કોઇ શહેરથી ત્રણ માણસો નોકરીની શોધ માટે જતા હતા. માર્ગમાં તેમને એક બીજો માણસ મળ્યો, તે પણ તેમની સાથે ચાલ્યો. ચારેને ચાલતાં ચાલતાં મધ્યાન્હ થઇ ગયો, તેથી એક ગામની પાસે તેઓ બેસી ગયા અને કાંઇક ખાવાનો વિચાર કરવા લાગ્યા; પરંતુ ત્યાં કોઇની પાસે કાંઈ પણ ન્હોતું, તેથી એક માણસ ખાવાની સગવડ કરવા માટે ગામમાં ગયો. ત્યાં જઈ એક ઘરના દ્વારપર ઉભો રહીને જોયું તો એક સુંદર સ્ત્રી એક પ્યાલામાં દૂધ ભરીને બેઠી હતી, તેની પાસે તે મુસાફરે દૂધ માગ્યું. તે સ્ત્રીએ કહ્યું કે મને ચાર પ્રશ્નનો જવાબ આપે તો હું તને આ દૂધ આપી દઉં. મુસાફરે તે વાત કબુલ કરી. ત્યારે સ્ત્રીએ કહ્યું કે સુણી, અણહોની, અણપૂછી અને અણકહી. તે પ્રશ્નનો મુસાફર ઉત્તર ન આપી શકયો અને સ્ત્રી પાસેથી દૂધ છીનવી લઇ પીવા માટે તૈયાર થયો, ત્યારે તે સ્ત્રીએ મુસાફરને મારીને

કાઢી મુક્યો. મુસાફરે પોતાના સાથીઓમાંથી એક પછી એકને તે સ્ત્રી પાસે મોકલ્યા પણ તે ત્રણેમાંથી કોઇપણ તેને ઉત્તર આપી શક્યા નહિ. જ્યારે ચોથો આવ્યો ત્યારે તે સ્ત્રીએ તેને તેજ વાત પુછી, ત્યારે તેણે કહ્યું કે હું તારી વાતનો પછીથી જવાબ આપીશ. પહેલાં તું આ વેંગણ (રીંગણું) ને જોઈ આવ. તે સાત ગાડાપર ખેંચાય છે. તે સ્ત્રી તેના કહેવાપર વિશ્વાસ રાખીને જોવા ગઈ. તેવામાં તેના પતિએ આવી તે મુસાફરને પૂછયું કે મારી ઓરત ક્યાં ગઇ? મુસાફરે કહ્યું, સાહેબ! એક યારની સાથે હમણાંજ જંગલ તરફ ગઇ. આ વાત સાંભળતાંની સાથેજ તેનો પતિ ઘરમાંથી લાકડી લઇ જંગલ તરફ ગયો. થોડી વાર પછી તે સ્ત્રીની નણંદ આવી અને મુસાફરને પોતાના ભાઇ ભોજાઇ વિષે પૂછવા લાગી. ત્યારે મુસાફરે કહ્યું કે તમારી ભોજાઇનો ભાઇ મરી ગયો છે તેટલા માટે તે બંને તેને ઘેર ગયાં છે. આ સાંભળીને તે રોવા લાગી, અને આખા ગામમાં રોકકળ સંભળાવા લાગી, એવામાં તે સ્ત્રી અને તેનો પતિ પણ જંગલ તરફથી આવી પહોંચ્યાં. ઘરમાં સૌ માણસોને રોતાં જોઈ તે પણ સાથે રોવા લાગ્યાં. આ અપૂર્વ મામલો જોઇ એક બુદ્ધિશાળીએ પૂછયું કે આ બધાં કેમ રૂવે છે? ત્યારે મુસાફરે બનેલી સર્વ હકીકત જણાવી દીધી. વળી તેના ચારે પ્રશ્નના જવાબ પણ નીચે પ્રમાણે કહ્યા (અણહોની તે વેંગણ સાત ગાડામાં સમાયું હતું તે સુણી પતિએ સ્ત્રીપર વહેમ આણ્યો તે. અણપુછી આસપાસની સ્ત્રીઓ રોતી જોઈ રોવા લાગી તે, તથા પતિ અને સ્ત્રી સૌની સાથે પોકળ શ્રાદ્ધમાં સામેલ થયા તે, અણકહી બુદ્ધિશાળીને પુછવાની અક્કલ વગર કહે સુઝી તે.)

## ૫૪. ખુંટી ખુંટીને ખાઓ.

એક ખેડુતે સરકારમાં ચોથ ભાગ વાયદા પ્રમાણે ન મોકલ્યો

જેથી રેવન્યુ ખાતાના અમલદારે તેને પકડી મંગાવ્યો અને કહ્યું કે ચોથ હજી સુધી કેમ ભરી નથી? ખેડુતે કહ્યું કે સાહેબ મારા બળદ મરી ગયા તથા મારા ગંજમાં આગ લાગી. તો હવે ધીમે ધીમે વેરો ભરીશ. અમલદારે કહ્યું કે ઘરબાર હરરાજ કરી વેરો વસુલ લેવામાં આવશે. ખેડુતે કહ્યું સાહેબ! જુઓ સરકાર એક ગધાડો સમજો અને અમને ધરો સમજો. જો ખુંટી ખુંટી ખાશો તો તમોએ નભશો અને અમેએ નભીશું. અને જો એકદમ ઉખેડી નાંખશો તો આપણા બંનેનો અંત આવશે.

## ૫૫ અંધા હાફીજનો અંધો શાગરીદ.

કોઇ અંધા હાફીજનો સાગરીદ પણ આંધળો હતો. એક રોજ ને શાગરીદ કુરાન વાંચતો હતો. તેમાં અશુદ્ધ ઉચ્ચાર થયો ત્યારે એક માણસે કહ્યું કે વાહ શું મજાનું પઢો છો? દેખતો પણ તમારી પાશે કાંઇ લેખામાં નહિ. શિષ્યે મશ્કરી ધારીને જવાબ આપ્યો કે આપને ખબર નથી કે બંદો પણ બંદાના જેવોજ છે. ચસ્મોવાળા હાફિજનો શાગરીદ છે.

## ૫૬ પાપનું ફળ.

એક નગ્ન હમેશાં નદીમાં મુતરતો હતો. એક દીવસ એને મુતરતાં જોઇને એક પંડિતે કહ્યું કે અરે ભાઇ! આ ગંગાએ તારા જેવા કેટલાક પાપીઓને તારી દીધા છે. આ ગંગાને મહાદેવે પણ માથે ચડાવેલ છે અને તું આમાં મુતરે છે? તું તદન મુર્ખ છે. તું આ ગંગાને પોતાની મા બહેન સમજી તેની અંદર મુતરવું છોડી દે. પરંતુ પંડિતનું કહેવું ન માનતાં તે નગ્નએ ઉલટી તકરાર કરવા માંડી. તેવામાં એક મગર નિકળ્યો અને નાગાને ગળી ગયો. જેથી તેને તેના પાપનું ફળ પ્રત્યક્ષ મળ્યું.

## ૫૭ ઇનિશાલ્લા.

એક માણસ ઘેરથી રૂપીયાની થેલી લઇને કપડાં ખરિદ કરવા માટે બજારમાં જવા નીકળ્યો. રસ્તામાં એક માણસે તેને પુછ્યું કે ખરીદવાં છે? સામાએ કહ્યું કે ઇનિશાલ્લા તો કહી લે. તેણે કહ્યું કે રૂપીયા ગજવામાં છે અને કપડાં બજારમાં છે. ઇનશાલ્લા કહેવાનો કયો મોકો છે. જ્યારે તે બજારમાં પહોંચ્યો ત્યારે કોઇ ખીસ્સા કાતરૂએ તેનું ખીસ્સુ કાતરી રૂપીયા લેઇ લીધા. જેથી તે ઘર તરફ આવવા નિકળ્યો ત્યારે તેજ માણસ તેને સામો મળ્યો. તેણે કહ્યું કંઇ તરફથી? પેલાએ કહ્યું બજારથી ઇનશાલ્લા. કપડાં ન લીધાં ઇનિશાલ્લા. અને હું ગરીબ રહી ગયો ઇનશાલ્લા અને તારાપર લાનત રહો ઇનશાલ્લા.

## ૫૮ ધમકી.

કોઇએક સ્ત્રી પોતાના બાળકને ગોદમાં લેઈ બેઠી હતી અને તે બાળક દુધ પીતું નહોતું તેથી ગુસ્સે થઈ. તે સ્ત્રી બોલી-કેમ કુદે છે? કેમ અવળું મોં કરે છે? ઠીક છે રહેવા દે? દુધ પી માં? તોપણ તે બાળક છાનું ન રહેવાથી તે સ્ત્રી ફરી કહેવા લાગી કે અરે બોલાવ પેલા બાવાને! કે આ છોકરાના કાન નાક કાપી લે, વગેરે ઘણીએ ધમકી આપી પણ બાળક રોતો રહ્યો નહિ અને દુધ પીવાને સ્તનની ડીટડી પણ મોંમાં ન લીધી. આ જોઇને તેનો બાપ બોલ્યો-બસ હવે એને દુધ પીવા દેશો માં! જો ધાવતો નહિ હોય તો લાવો હુંજ એનું દુધ ધાવી લઉં. એમ કહીને બાપે પોતાની સ્ત્રીનું સ્તન મોમાં લઇ લીધું. ઘરમાં નાનો ભાઇ તો જોતો હશે તેણે કહ્યું વાહ સારી ધમકી આપી.

## ૫૯ સાક્ષી અને વકીલ.

એક મૂર્ખ કોઈની સાક્ષી માટે કોર્ટમાં હાજર થયો હતો. તે

વખતે વકીલે તેને કહ્યું કે તેં જે આંખથી જોયું હોય તે સાચે સાચુ કહેજે. મૂર્ખે કહ્યું—બહુ સારૂં સરકાર. વકીલે પૂછ્યું તારૂં નામ શું મૂર્ખ જવાબ ન આપતાં ચૂપ ઉભો રહ્યો. વકીલ આકરો થઇને ફરી બોલ્યો કે નામ કેમ બતાવતો નથી? મૂર્ખે કહ્યું કે મેં મારૂં નામ સાંભળ્યું છે પણ આંખથી જોયું નથી તો કેવી રીતે બતાવું?

## ૬૦. પી લેતા જાઓ.

એક બાબુ સાહેબને કમળો થયો હશે તેથી પીળીયા રોગમાં સપડાયા હતા, એથી તેને દરરોજ પીળો પેસાબ થતો હતો તે વાત પોતાના દોસ્તોને કહેતા હતા. થોડા દીવસ પછી બાબુનો રોગ ગયો ત્યારે તેના દોસ્તોએ પૂછ્યું કે હવે કેવો પેશાબ થાય છે? બાબુએ કહ્યું કે હવે તો એવો સ્વચ્છ પેસાબ આવે છે કે પી લેવાને જીવ ચાહે છે. દોસ્તોએ કહ્યું ત્યારે પી લેતા જાઓ.

## ૬૧. મોટું પેટ મશ્કરીરૂપ.

એક મોટા પેટવાળો અમીર પોતાના નોકર પાસે પગચંપી કરાવતો હતો. પગ દાબતાં દાબતાં નોકરને ખ્યાલ આવ્યો કે અમીર સાહેબનું પેટ આવડું મોટું શાથી? નોકર કાંઇક વિચાર કરીને બોલ્યો કે હુજુર! આ પેટમાં આટલું બધું શું છે? અમીર સાહેબ બોલ્યા કે ગંદકી છે. નોકરે કહ્યું કે હજુર! આમાં આપના એકનીજ ગંદકી છે કે તમામ કસ્બાની.

## ૬૨. ફકીર, વેશ્યા અને ભાંડ.

એક અદાલતમાં ફકીર, વેસ્યા અને ભાંડને સાક્ષી માટે બોલાવેલાં હતાં. તેઓ સોગનપૂર્વક જુબાની આપવા ઉભાં રહ્યાં મુનસફે પહેલાં ફકીરને જેની ઉમર ૬૦ વરસની હતી તેને પૂછ્યું કે સાંઇબાવા! તમારી ઉમર કેટલી છે? તો ફકીરે પોતાની ઉમર ૧૨૦

વર્ષની બતાવી. પછી વેસ્યા જેની ઉમર ૬૦ વરસની હતી તેને પુછતાં તેણે જણાવ્યું કે જનાબ! મારી માસી કહેતી હતી કે તું વીસ વરસની છે. બધાની પાછળ ભાંડને પૂછ્યું કે તમારી ઉમર કેટલી છે? ત્યારે ભાંડે તાલી બજાવી કહ્યું કે અલ્લાહ હુજુરને સલામત રાખે! હું હજી મારી માના પેટથી જન્મ નથી પામ્યો. આ સાંભળી મુનસફે ગુસ્સે થઈ ભ્રકુટી ચઢાવી કહ્યું કે તું શું બકે છે? જલ્દી તારી ઉમર બતાવ, તેથી ભાંડ ફરી બોલ્યો કે હજુરપર વારી જાઉં, હું હજુ મારી માના પેટમાંજ છું. ત્યારે મુનસફે અત્યંત ગુસ્સે થઇ કહ્યું–અરે! કેમ અદાલતની મશ્કરી કરે છે? તું આનું કારણ બતાવ. ભાંડે હાથ જોડી કહ્યું કે સરકાર ધ્યાન દઇને સાંભળો–આ ભરવાડની (ફકીરની) અધિકાઈ અને આ માલજાદી ( વેસ્યા ) ની કમતરીમાં મારી ઉમર જતી રહી. આ સાંભળી મુનસફ હસી પડ્યો, અને બધા કચેરીના માણસો પણ હસી પડયા.

## ૬૩. ચતુર સ્ત્રીઓની વાતચિત.

એક સ્રીને કોઇ સમયે એક વસ્તુની ઇચ્છા થઇ જેથી તે ચતુર સ્રીએ તે ચીજ પોતાની સાહેલીઓ પાસે માગી.

દુહા—ગુન ત્યાગત અવગુન ગહન, સબ સખીયનકે પાસ,
સો સખી હમકો દીજીયે, લેન પઠાઇ સાસ.

એ સાંભળી બુદ્ધિશાળી સાહેલીએ જવાબ આપ્યો કેઃ—

દુહા—શીવસુત વાહન ધર રહત, નેકન કીની કાન;
ટુક ટુક કરકે ધરે, કહ સખી લાઉ આન.

ચતુર સ્રી જવાબ સાંભળી ચુપાચાપ ચાલી ગઇ. બીજે દીવસે વળી બીજી ચીજની ઇચ્છા થઇ ત્યારે પણ તેની સાહેલીઓ પાસે આવીને નીચે પ્રમાણે દુહો બોલી.

દુહો—અન રખ તન રખ કનક રખ, અરૂ તાપ સરખ હોય;
સો સખી હમકો દીજીયે, જો તુમરે ઘર હોય.

તેજ બુદ્ધિશાળી સાહેલીએ ફરી જવાબ આપ્યો કેઃ—

દુહો—રામકે પાય કહે સખી, તાત પિતા મુખ ચાર;
વહ દેખે મૈં આવતે, સો દીને મૈં માર.

આ સાંભળી ચતુર સ્ત્રી શરમાઇને ચાલી ગઈ.

## ૬૪ અરધો બાપ આપનો.

એક દીવસે અકબર બાદશાહે બીરબલને પૂછ્યું કે તું જમીન જોતો કેમ ચાલે છે? બીરબલે કહ્યું કે જમીનમાં મારો બાપ ગુમ થઈ ગયો છે. બાદશાહે કહ્યું—જો હું ખોળી આપું તો? બીરબલે કહ્યું તો અરધો બાપ આપનો.

## ૬૫ વખત જોઇ ઘાવ.

બાદશાહ અને બીરબલ એક દીવસ હાથીપર બેસી જતા હતા. તેવામાં બીરબલે એક સારો વડ જોઇને કહ્યું કે અહા! કેવો સારો બર. (વડને હિંદીમાં બર કહે છે.) બાદશાહે કહ્યું કે જો સારો વર છે તો બેટી આપો? આ સાંભળી બીરબલ તે વેળા વિચાર કરીને ચુપ થઇ રહ્યો, કોઇ વેળા એ વાતનું સાટું વાળવા મનમાં ધાર્યું. થોડા દીવસ પછી ફરી બાદશાહ અને બીરબલ હાથીની સ્વારી પર ફરવા નિકળ્યા. બાદશાહે એક કારીગરીવાળું મકાન જોઇ કહ્યું કે બીરબલ! આ મકાન તો બહુજ સારૂ છે પણ જરા મેલું થઈ ગયું છે. બીરબલે ધીમેથી કહ્યું કે પોતી આપો તો ઉજળું થઇ જશે. (પોતી એટલે દીકરી અથવા પોતું.)

## ૬૬ એક બેર મને પણ આપ.

એક તાલમબાજ માણસ શહેરમાં ફરતાં ફરતાં કોઇ બાજુએ

ઝાડ ચડયો, ત્યાં સોળ વરસની એક કાછીયણ ઘણીજ રૂપાળી જુવાનીમાં મદોન્મત્ત ફુલેલ બોરડીના ઝાડ નીચે બેઠી હતી. દીલગીરીથી તેણે કહ્યું કે એક બેર મને પણ આપ (બેરનો અર્થ બોર અને એક બેર એટલે એકવાર-એક વખત) ત્યારે કાછીયણે જવાબ આપ્યો કે લાલા સાહેબ ! આવો અહિં બેસો. મારો ધણી બહાર ગયો છે ... રે આવે અને ચડીને હલાવે અને જે કાંઇ ટપકે તે ખાઇ લેજો. ... લમબાજ આ સાંભળીને ચૂપચાપ ચાલતોજ થયો.

## ૬૭ બાબુની સ્ત્રી.

એક બાબુ સાહેબને લગન કર્યા પછી અચાનક મુસાફરીએ જવાનુ થયું. બાબુ મુસાફરીએથી છ વરસે ઘેર આવ્યો ને જોયું તો ઘરમાં ત્રણ છોકરાં ખેલી રહ્યાં છે. બાબુએ પોતાની સ્ત્રીને પુછ્યું, આ કોનાં છોકરાં છે ? સ્ત્રીએ કહ્યું આપનાં છે. બાબુ આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો અને કહ્યું કે હું તો લગન કરીને તુરત મુસાફરીએ ગયો હતો તો છોકરાં કેવી રીતે પેદા થયાં ? સ્ત્રીએ જવાબ આપ્યો કે આપે મને કોઇ વખત સ્વપ્નામાં જોઇ હતી ? બાબુએ કહ્યું હા, એક વખત જોઈ હતી. સ્ત્રીએ કહ્યું-બસ ત્યારે એના ફળ તરીકે આ મોટો છોકરો છે; અને એક વખત મેં આપને સ્વપ્નામાં જોયા હતા, જેના ફળ તરીકે આ વચલો છોકરો છે. બાબુએ કહ્યું કે આ નાનો છોકરો કેવી રીતે પેદા થયો ? સ્ત્રીએ કહ્યું એની વાતજ ન પુછશો ? એ ખુદાની કુદરત છે. બાબુ સાહેબ જરા અક્કલના દુસ્મન હતા એટલે સમજ્યા કે વગર મહેનતે ત્રણ દીકરા મળે છે, માટે પડપુછ શી કરવી ? જેથી તેરીભી ચૂપ ઓર મેરીભી ચૂપ !

## ૬૮ મ્યુનિસીપાલ કમીટીના મેમ્બર.

કોઇ એક લાલા સાહેબ મ્યુનીસીપાલીટી ખાતાના કમીટીના મે-

મ્બર હતા. કોઇએ પૂછ્યું, લાલાસાહેબ આપના મેમ્બર થવાથી કોઇને કંઈ ફાયદો છે? લાલાસાહેબ ફરમાવે છે કે, બીજા કોઇને ફાયદો થાય યા ન થાય પણ મને તો ઘણોજ ફાયદો છે. શહેરની રૈયત મારૂં મોટું માન સાચવે છે, કચેરીમાં બેસવાને ખુરશી મળે છે, ટેબલપર લખવાનું મળે છે અને ભંગીઆ તમામનો વડો થઈ ફરૂં છું, તથા ભંગીઆ નીચે નમી નમી સલામો કરે છે.

## ૬૯. હીજડાના ત્રણ ગુણ.

એક હીજડા પર બાદશાહની પૂર્ણ મહેરબાની હતી. તેણે એક દીવસે બાદશાહના વજીરની સાથે ઘણીજ બુરાઇ કરી; અને કહ્યું કે આવા માણસને આપે આટલો બધો શા ચડાવી રાખ્યો છે? બાદશાહે કહ્યું કે વજીર બહુજ અક્કલવાન છે. હીજડે કહ્યું કે શું ધુળ અક્કલવાન છે? જો મારા ત્રણ સવાલનો જવાબ આપે તો અક્કલવાન સાચો. [૧] જમીનનું મધ્યબિંદુ ક્યાં છે? [૨] આકાશમાં તારા કેટલા છે? [૩] દુનિયામાં મરદ તથા ઓરતો કેટલી છે? બાદશાહે તેજ વખતે વજીરને બોલાવી કહ્યું કે–આ હીજડાના સવાલના જવાબ આપો. વજીરે તે સાંભળી જમીનમાં ત્યાંજ એક ખીલો દાટ્યો અને કહ્યું કે જમીનનું મધ્યબિંદુ અહિં છે. જો હીજડાને શક હોય તો તે માપી લે. પછી એક ઘેટું લાવીને ઉભુ રાખ્યું અને કહ્યું કે આના બદનપર જેટલા વાળ છે એટલા આસમાનમાં તારા છે. આમાં પણ જો શક હોય તો ભલે હીજડો ગણી લે. ત્રીજા સવાલને માટે કહ્યું કે મરદ ઓરતનો હિસાબ આ હીજડાઓએ બગાડી નાંખ્યો છે, જે નથી મરદ તેમ નથી ઓરત. અગર હજુર આ હીજડાઓને મારી નાંખે તો મરદ તથા ઓરતનો બરાબર હીસાબ થઈ જાય. હીજડો આ સાંભળીને ખસીઆણો પડી ગયો. બાદશાહે પણ એને ખૂબ ટપકો આપ્યો અને વજીરને ઇનામ આપ્યું.

## ૭૦. દહીંના ગુણ.

એક દીવસ એક રાજા ( જે દહીં બહુજ ખાતો હતો ) એ વૈદ્યરાજને પૂછ્યું કે વૈદ્યરાજ ! દહીંના કયા કયા ગુણ છે? વૈદ્યે કહ્યું મહારાજા ! દહીંના ચાર ગુણ છે. ૧ હમેશાં દહીં ખાય છે તેના પ્રથમ તો વાળ પાકતા નથી. ૨ તે માણસ વૃદ્ધ થતો નથી. ૩ એ માણસને તેના બાલ બચ્ચાના મરણનું દુઃખ જોવું ન પડે. ૪ એમના ઘરમાં ચોર આવી ન શકે. ત્યારે રાજાએ કહ્યું કે મારા ધ્યાનમાં આ વાત બરાબર બંધ બેસતી નથી. શું આપ મારી મસ્કરી કરો છો ? વૈદ્યે કહ્યું–નહિ સાહેબ! હું આપની સાથે મશ્કરીમાં કદી નહિ ઉતરૂં. મેં જે દહીંના ગુણ બતાવ્યા છે તે શાસ્ત્રોક્ત રીતે બરોબર છે. રાજાએ કહ્યું કે મને સ્પષ્ટ રીતે સમજાવો ? વૈદ્યે કહ્યું કે હમેશાં દહીં ખાનારને ખાંસી થઇ જાય છે જેથી તે આખી રાત ખોં ખોં કરે છે, તેથી તેના ઘરમાં ચોર આવી શકતો નથી. વળી એ માણસ ખાંસીને લીધે ક્ષય થતાં નાની ઉમરમાં મરી પણ જાય છે જેથી તે વૃદ્ધ થવા પામતો નથી તેથી તેના વાળ પણ સફેદ થતા નથી, તેમજ નાની ઉમરમાં મરે એટલે બાલ બચ્ચાં પણ તેની આગળ મરવા ન પામે. રાજાને દહીં ખાવાથી ખાંસી થઈ હતી જેથી તે દીવસથી દહીં ન ખાવાના સોગન ખાધા.

## ૭૧ મોહની માયા.

એક રાજાએ પ્રધાનને કહ્યું કે જ્યારે શ્રીકૃષ્ણજી ગજેન્દ્રનો પોકાર સાંભળી પોતે દોડયા ત્યારે શું તેમની પાસે કોઇ નોકર ચાકર નહતો ? પ્રધાને કહ્યું કે એનો જવાબ બીજી કોઇ વખતે આપીશ. રાજાને એક કુમારનો કુમાર હતો. તેને એક અંતઃપુરનો નપુંષક નોકર રોજ રાજાની પાસે તેડી લાવતો. તે નપુંષકને મેળવી લઇ પ્રધાને રાજકુ-

માર જેવું જ એક મીણનું પુતળું બનાવ્યું અને તે પુતળાને કપડાં ને ઘરેણાં પણ રાજકુમાર જેવાં પહેરાવ્યાં અને તે નપુંષકની ગોદમાં આપીને કહ્યું કે તારે આ પુતળા સાથે રાજાજી જુએ તેમ હોજમાં પડવું. નપુંષકે તેમજ કર્યું. રાજા નપુંષકને કુમારસિંહ હોજમાં પડતો જોઈ તુરત દોડયો અને તે મીણના પુતળાને એકદમ બહાર કાઢી લાવ્યો. આ બનાવથી પ્રધાને રાજાને કહ્યું કે નામદાર શું આપની પાસે નોકરો નહોતા કે આપ એક હોજમાં કૂદી પડયા ? પણ નહિ એક મોહની માયાથી આપને આવું કરવું પડયું. જેવો મોહ આપને સંતાનથી છે તેવોજ મોહ શ્રીકૃષ્ણને પોતાના ભકતોથી છે. આ કારણથી શ્રીકૃષ્ણ પોતે ગજેન્દ્રને બચાવવા દોડી ગયા હતા.

## ૭૨ અનુવાદક.

એક પંડિતજી નોકરીની શોધ કરતા કરતા એક છાપખાનામાં આવી પહોંચ્યા. તેના માલિકને પંડિતજીએ કહ્યું કે હું પ્રુફ સુધારવા સિવાય સંસ્કૃત ગ્રંથોનો અનુવાદ હિન્દી ભાષામાં સારી રીતે કરી જાણું છું. છાપખાનાના માલિકે નીચે લખેલા શ્લોકનો અર્ધાંશ લખીને પંડિતજીને એનો અનુવાદ કરવા કહ્યું. “ પંડિતેય ગુણાઃ સર્વે મૂર્ખે દોષાહી કેવલમ્ ” પંડિતજીએ ઝટપટ તેનો અનુવાદ નીચે પ્રમાણે સંભળાવ્યોઃ—પંડિતમાં બધાજ ગુણ હોય છે પણ દોષોમાં કેવળ માત્ર એક મૂર્ખતાજ છે. છાપખાનાના તમામ માણસો આ અનુવાદ સાંભળીને હસી પડયા.

## ૭૩ એક બુઢ્ઢો માણસ.

એક બુઢ્ઢાએ એક શહેરમાં ઘણીજ કુહાડીઓ બનતી જોઈ લવારોને પૂછ્યું કે ભાઈ ! આવી રીતે કુહાડીઓ બનાવવાનું શું કારણ છે ? લુહારે કહ્યું કે, બુઢ્ઢા ! વન કાપવાનો હુકમ થયો છે, તેના

માટે બનાનવામાં આવી છે. આ સાંભળીને બુઠ્ઠો ચૂપ થયો. કાઇ કારણુસર બુઠ્ઠાનું વન તરફ જવું થયું. તેણે વનમાં જઇને કહ્યું કે કાલે તું કપાઇ જઇશ, વને કહ્યું કે આપે કેમ જાણ્યું ? બુઠ્ઠે કહ્યું કે તારા માટે કુહાડીઓ બનાવવામાં આવે છે. વને કહ્યું કે કુહાડીની શી મગદુર છે કે મને કાપે, બુઠ્ઠો આ સાંભળીને ચાલતો થયો. આશરે છ મહિના પછી બુઠ્ઠા તે વનમાં આવ્યો, ત્યારે જોયું તો અરધું વન કપાઇને સાફ થઇ ગયું હતું ત્યારે બુઠ્ઠે વનને કહ્યું કે ભાઇ ! તું તો કહેતું હતું કે કુહાડાવી શી મગદુર કે મને કાપે ? વને કહ્યું કે ભાઇ ! અમારીજ જાતની મદદથી કુહાડીએ મને કાપવાની શક્તિ મેળવી, નહિ તો કંઇજ ન બની શકત. ( કુહાડામાં હાથો લાકડાનો હોય છે તે મદદ ) તાત્પર્ય, કુસંપ એ બુરી ચીજ છે.

## ૭૪ દીલલગી બાજ.

એક ગુણિકાની લાસ લઇ માણુસો બાળવા જતા હતા, ત્યારે ઠાઠડી ચરચર બોલતી હતી; કોઇએ પુછ્યું ભાઇ નનામી કેમ ચરચર બોલે છે ? દીલલગી બાજે જવાબ આપ્યો કે જીવતે જીવીત જીવતા યુવાનોએ પલંગ ચરચર બોલાવ્યો ત્યારે હવે ભૂત પ્રેતો તે વારો લે છે.

## ૭૫ સ્વર્ગ અને નર્ક.

એક માણુસે કોઇને પૂછ્યું કે ભાઇ, તમે સ્વર્ગમાં જવાને ચાહો છો યા નર્કમાં ? તેણે જવાબ આપ્યો કે ભાઇ ! સ્વર્ગમાં શું દાટી મૂક્યું છે. ત્યાં જુઓ તો ધરડા ધરડા સંતો માળા ખેંચતા હોય છે. હું તો નર્કમાં જવા ચાહું છું. ત્યાં મોટી મોટી સુંદર રૂપવાળી, માલજાદીઓ, શાહજાદીઓ અને રાણીઓ છે.

## ૭૬ સુરદાસ.

કોઇ મશ્કરાએ સુરદાસને પૂછ્યું કે સુરદાસ ! તમે આંખો કેમ

અંધ કરી રાખો છો ? સુરદાસે કહ્યું કે તમારૂં કમબખ્ત મ્હોં જોવામાં આવે નહિ તેથી.

## ૭૭ કાબા શરીફપર ચાદર.

એક પવિત્ર મોલવીએ પોતાની ઓરતને કહ્યું કે મેં એક કીતાબમાં વાંચ્યું છે કે પોતાની સ્ત્રીની સાથે જેટલીવાર સોબત કરે છે તેટલીવાર તેને કાબા શરીફપર ચાદર ચડાવવા જેટલું પુણ્ય થાય છે. બીબીએ વિચાર્યું કે પુણ્યનું આથી વધારે સ્હેલું કામ બીજું કયું છે? આ સાંભળીને બે ચાર ઘડી પછી બીબીએ કહ્યું કે–મીયાં સાહેબ ! ચાલો કાબા શરીફપર ચાદર ચડાવો. આ પ્રમાણે ક્રમે ક્રમે પુણ્યનું કામ સમજીને બીબીએ મોલવીને કાબા શરીફપર ચાદર ચડાવવાને કહેવા માંડ્યું. થોડા દિવસમાં મોલવી સાહેબ તે પુણ્યના કામથી લાચાર થઇ ગયા. ત્યારે બીબીએ કહ્યું કે મીયાં ચાલો કાબા શરીફપર ચાદર ચઢાવો ? મોલવીએ ગુસ્સે થઇ કહ્યું કે બીબી બીની ચાદરપર ચાદર ચડાવતાં કાબાશરીફની દીવાલ પડી જશે. તે દિવસથી એ પુણ્યની વાતથી બન્ને અટકી ગયાં.

## ૭૮ બેઉ બળદ.

અંગ્રેજી ભણેલા બે હિંદુસ્તાનીઓ રસ્તામાં પરસ્પર મળ્યા. પહેલાએ બીજાને પૂછ્યું, " આર યુ વેલ. " બીજાએ કહ્યું " થેંક યુ સર. " ત્યાં એક ગુજરાતી ઉભો હતો તેણે તુરતજ કહ્યું. કે વાહ બેઉ બળદ. સાર ઠીક મળ્યો.

## ૭૯ કયાંઇક હાથ ન મારો.

માલિક—(નોકરને કહે છે) મેં સાંભળ્યું છે કે તમારૂં લગ્ન થઇ ગયું છે તો તમારો પગાર થોડો હોવાને લીધે તમારૂં સ્ત્રી પુરૂષનું ભરણપોષણ શી રીતે થાય છે ? પગાર વધારશે એમ જાણી નોકરે

ખુશી થઇને કહ્યું હા સાહેબ, આટલા પગારમાં, ગુજરાન ઘણી ખુશીબતથી કરૂં છું. માલિકે કહ્યું; જેથી મેં વિચાર્યું છે કે તમે ઘેર બેસો; કારણ કે મને બીક રહે છે કે ક્યાંઇક હાથ ન મારો.

## ૮૦ અરે જલ.

એક અમીરને તરસ લાગવાથી નોકરને બુમ મારી કે અરે જલ" નોકર એકદમ આવી બોલ્યો-સાહેબ શું? અમીરે ગુસ્સે થઇ કહ્યું કે અરે જલ! નોકર ઉખડેલો હતો તેણે કહ્યું, આગ લાગી છે કે તરસ? કેવો બંદાબસ્ત કરૂં? ફરમાવો.

## ૮૧ ચોર.

કોઇ ન્યાયાધિશે એક ચોરને કહ્યું કે તું છેવટે ચોરીમાં કેવો સપડાયો? બોલ ચોરીનો ધંધો કેવો છે? ચોરે કહ્યું-હજુર! ધંધો ઘણોજ સારો હતો પણ આપે તથા પોલીસખાતાવાળાએ એનો રંગ ફીકો કરી નાંખ્યો છે.

## ૮૨ કામળી કે દાઢીના વાળ.

એક મીયાંભાઇની લાંબી અને પહોળી દાઢી હતી. તે કોઇ ગુણિકાની સાથે મહોબત કરવા ગયા. ત્યાં મહોબત કરતાં મીયાંએ ગુણકાના ગાલપર ચુંબન કર્યું. તેથી મીયાંની દાઢીના વાળથી ગુણિકાનું મ્હોં ઢંકાઇ ગયું. ત્યારે ગુણિકાએ કહ્યું કે આ તે દાઢી છે કે કામળ? મીયાં મ્હોંપર કામળ કેમ ઢાંકો છો? થોડીવાર પછી મીયાંએ ગુણિકાના ચોટલાના વાળ ખેંચ્યા, ગુણિકાએ કહ્યું: આ શું કરો છો? મીયાંએ કહ્યું કામળનો છેડો ખેંચુ છું.

## ૮૩ ખોએલા માલનો પત્તો.

એક પુરૂષ પરદેશ જતી વેળાએ પોતાના માલને એક ઝાડના મૂળમાં દાટી ગયો. છ મહીના બાદ તે પરદેશથી પાછો આવ્યો.

ત્યારે ઝાડના મૂળમાં જઈ જોયું તો તેનું મૂળ ખોદેલું માંલૂમ પડયું. જેથી તેણે કાજીને કહ્યું. કાજીએ શહેરના હકીમને પૂછ્યું કે ફલાણી જાતના ઝાડનું મૂળ કયા કયા રોગો ઉપર અપાય છે ? વૈદે તેનો ઘટતો જવાબ આપ્યો. ત્યાર બાદ કાજીએ પૂછ્યું કે તમે છ માસમાં આ ઔષધ કોઇને બતાવ્યું તો નથી ? વૈદે જેને બતાવ્યું હતું તે રોગીનું નામ આપ્યું. કાજીએ ઝટપટ તે રોગીને બોલાવી તપાસ કરી. તપાસમાં માલ મળતાં જેનો હતો તેને અપાવી દીધો.

## ૮૪ બાપ દીકરો.

બાપ દીકરાને શ્લોક શીખવાડે છે ને કહે છે કે ભણો દીકરા શ્લોક. શ્લોક—માતૃવત્ પરદારેષુ પરદારેષુ લોષ્ટવત્,

આત્મવત્ સર્વ ભૂતેષુ, યઃ પશ્યતિ સ પંડિતઃ

છોકરે કહ્યું કે–શ્લોક તો યાદ થયો પણ આનો અર્થ શું ? પિતાએ કહ્યુઃ પરાઈ સ્ત્રીને પોતાની માતા સમાન અને પરાઇ ચીજને ખાપણ સમાન અને સર્વ જીવોને પોતાના જીવ સમાન ગણવા. તે સાંભળીને છોકરે કહ્યું કે દુનિયાની તમામ સ્ત્રીઓને શું માતા સમાન ગણવી ? બધી સ્ત્રીઓથી શું તમારાં લગ્ન થયાં હતાં ? અને પરાઇ ચીજને ખાપણ સમજીને જ્યાં ત્યાં ફેંકી દઉં ? અને ગધાડાઓને પણ મારી બરાબર સમજું ? વાહ !

## ૮૫ દીલ્લીનો કુતરો.

એક ગામડાના કુતરાએ દીલ્લીના કુતરાની મેમાનગીરી કરી, પણ દીલ્લીના કુતરાને દાળ, રોટલી પસંદ ન આવી. તેણે બીજા કુતરાઓને કહ્યું કે તમે દીલ્લી આવજો અને જોજો કે હું ત્યાં કેવી મેમાનગીરી કરૂં છું ? દૈવયોગે તે ગામનો કુતરો પણ દીલ્લી જઇ ચડયો. પહેલાં તો એનો દીલ્લીના કુતરાઓએ પીછો લીધો, જેથી ગામડાનો કુતરો બીચારો

પોતાનો જીવ બચાવવાને ભયનો માર્યો ધર્મશાળામાં ઘુસી ગયો, ત્યાં ભઠીઆરાએ તેને લાકડી મારી તેથી તે કુતરો નાઠો. એવામાં એનો મિત્ર જે દીલ્લીનો કુતરો તેને પણ નાશતો જોવામાં આવ્યો, તેથી તે કુતરો પણ તેની પાછળ દોડયો પણ રાતના આઠ વાગ્યા સુધી દરેક ઠેકાણેથી તેને મારજ પડયો. ત્યારે દોડતો દોડતો જુમા મસજીદની સીડીપર ચઢી ગયો. કોઈ વટેમાર્ગુ પોતાની મરચાંની હાંલ્લી ત્યાં ભૂલી ગયેલો હતો તેમાં તે કુતરે ઝટ દઇને મોં ઘાલ્યું. મરચાંની ભુકી એકદમ કુતરાના મગજમાં ચડી ગઇ. દીલ્લીનો કુતરો પણ અહીં આગળજ ભરાયો હતો તેથી ગામડાના કુતરાએ કહ્યું, જોઇ ભાઇ તમારી દીલ્લી ! ત્યારે તે કુતરે કહ્યું કે ભાઇ બોલીશ નહિ, આ ધમધમાટ તીખાસ ખટાશને વાસ્તે તો અમે દીલ્લીમાં પડયા છીએ.

## ૮૬ આપ હુકકો ન પીઓ.

એક હુક્કાનો બંધાણી રેલવે ગાડીમાં બેઠો બેઠો હુક્કો પીતો હતો તેને જોઇને સ્ટેશન માસ્તરે કહ્યું કે ? આપ હુક્કો ન પીઓ ? મુસાફરે કહ્યું; હા મારા સોબતી મુસાફર પણ એમજ કહી રહ્યા છે. સ્ટેશન માસ્તરે કહ્યું. તો આપ હુક્કો ન પીઓ મુસાફરે કહ્યુ, ડાકટરે પણ મને આજ કહ્યું હતું. સ્ટેશન માસ્તરે કહ્યું કે આપ કોઇ પણ વાતે હુક્કો ન પીઓ. મુસાફરે કહ્યું ઠીક કહો છો, મારી સ્ત્રી પણ હમેશાં આમજ કહ્યાં કરે છે. સ્ટેશન માસ્તર ટક ટક કરતા રહ્યા અને ગાડી ઉપડી ગઇ.

## ૮૭ દીલલગી આને કહે છે.

એક સમયે લખનો નગરમાં નવાબી રાજ્ય હતું તે સમયે સાલારજંગ નામે નવાબ રહેતા હતા. નવાબ સાહેબ ઘણુાજ હસમુખા

અને ખુશ દીલના હતા. તેમનામાં એવી એક ટેવ હતી કે પોતાના નોકર ચકારને એની સ્ત્રીઓનું નામ પૂછતા હતા. કોઈ દિવસ એક નોકરને પૂછ્યું કે તારી સ્ત્રીનું નામ શું છે? નોકરે જવાબ આપ્યો કે હજુર! મને જોરનું નામ તો યાદ નથી પણ એટલું તો જાણું છું કે મારા સાલાનું નામ સાલારજંગ છે. આ વાતની એ અમીરને એટલી અસર થઇ કે તેમણે જીવન પર્યંત કોઇને પણ એ રીતનો સવાલ કર્યો નહિ. નોકર જ્યારે પોતાને ઘેર ગયો ત્યારે નવાબ સાહેબ એ હજાર રૂપીઆ, ૬ મહોરો અને ઉમદા કીમતી કપડાં લઇનિ ચાર નોકર સાથે તેના ઘેર ગયા અને કમાડ ખડખડાવ્યાં. ઘર ધણીએ પૂછયું કે કોણ? નવાબ સાહેબે કહ્યું કે આપનો સાળો સાલારજંગ આવેલ છે. નોકર એ સાંભળીને ગભરાઈ ગયો. તે એકદમ બારણાપર આવીને નવાબ સાહેબ પાસે પોતાની ભુલની ક્ષમા માગી, તેથી સાલારજંગે કહ્યું કે જે થવાનું હતું તે થયું પણ આજથી તું મારો બનેવી થયો ને હું તારો સાળો થયો. આ રૂપીવા., મહોરો અને કપડાંના જોટા મારી બહેન સાહેબને આપો અને કહો કે દરેક તહેવારે આપનો ભાઇ આ પ્રમાણે ભેટ સોગાદ મોકલ્યા કરશે. જયાંસુધી સાલારજંગ જીવતા રહ્યા ત્યાં સુધી પોતાના બોલ પાળ્યો. કહો સાહેબ દીલ્લગી આનું નામ કે નહિ?

## ૮૮ અદાલતની નવ શીક્ષા.

અદાલતમાંથી જો મુકદમો જીતવા ચાહતા હો તો આ નવ વાતોના અવશ્ય સંગ્રહ કરીને ફરીયાદ કરો. ૧ પૈસા ઘણાજ ગાંઠે બાંધો. ૨ મનને આગળ ચલાવે જાઓ. ૩ સબળ મદદગારનો આશ્રય લ્યો. ૪ વકીલ વાચાળ અને તર્કબાજ કરો. ૫ દ્રઢ પુરાવા એકઠા કરો.

૬ સાક્ષી ઉંચી પદવીના આપો. ૭ પંચ હુશીઆર મેળવો. ૮ નિ-ષ્પક્ષપાતી ન્યાયાધિશ જોઇ ન્યાય ચાહો. ૯ છેવટ કીસ્મત યારી આપે એમ દુઆ માગો. પછી જીત થવામાં સંશય નથી.

## ૮૯ આંધળો

એક કાણો માથાપર ગોળનું માટલું લઇને જતો હતો. તેને લોકોએ પુછ્યું–મીયાં કાણે, શું લઇ જાઓ છો ? કાણાએ જવાબ આપ્યો કે દારૂના ઘડા. લોકોએ કહ્યું: એને શું કરશો ? કાણાએ કહ્યું કે તમારાં ઘર બાળીશું. નજરે જુઓ છો કે શું લઈ જાઉં છું તો પણ પૂછો છો ? હું તો કાણો છું પણ તમે આંધળા ઠીક મળ્યા.

## ૯૦ ગુરૂની સેવા.

એક સતીદાસ નામના વૈરાગીને બે ચેલા હતા. એકનું નામ પુરૂષો-ત્તમદાસ અને બીજાનું નામ રામદાસ હતું. સતીદાસે ચેલાઓને કહ્યું કે તમે જ્યારે મારા પગની સેવા કરો છો ત્યારે ઝગડો કરો છો, માટે એક એક પગ તમને સેવા માટે વ્હેંચી આપું છું. પુરૂષોત્તમ મારા ડાબા પગની સેવા કરે અને રામદાસ જમણા પગની સેવા કરે. એ-વામાં એવું બન્યું કે પુરૂષોત્તમ કાંઇ કામ માટે બજારમાં ગયો અને રામદાસ પોતાના ગુરૂનો જમણો પગ દાબવા બેઠો. ગુરૂએ પોતાનો ડાબો પગ જમણા પગ પર નાંખ્યો. રામદાસે કહ્યું કે ગુરૂજી ! મારા સેવા કરવાના પગ પર પુરૂષોત્તમવાળો પગ ચડી ગયો તેથી હું એને મારીશ. ગુરૂ ઘણુંએ ના કહેતા રહ્યા પણ રામદાસે ડાબા પગને એવા જોરથી ડંડો લગાવ્યો કે તેમાંથી લોહી વહેવા માંડયું. એટલામાં પુરૂષોત્તમ આવી પહોંચ્યો અને જોયું કે રામદાસે મારા સેવા કરવાના પગને માર્યો છે, જેથી પુરૂષોત્તમ ડંડો લઇને રામદાસ

વાળા પગને મારવા લાગ્યો. એટલે રામદાસ ફરી ડંડો લઇને પુરૂષોત્તમવાળા પગપર ઉતરી પડયો. ગુરૂજી રાડ પાડતા હતા અને બન્ને ચેલા ગુરૂના પગને કુટતા હતા, એટલામાં ત્યાં કોઈ અક્કલમંદ આવી ચડયો અને તેણે એ બેવકુફોને સમજાવ્યા કે આ બંને પગ તમારા ગુરૂના છે અને પગને મારવાથી તમારા ગુરૂનેજ દુઃખ થાય છે. ત્યારે તેમના સમજવામાં વાત આવી; પરંતુ ગુરૂજીના પગની નળીઓ તો ભાંગીજ ગઈ !

## ૯૧. પાટલુનના ફેશનથી થતી હાની.

એક અંગ્રેજી ભણેલો દેશી બાબુ ઇસ્ટ ઈંડીયા રેલવેના કોઈ સ્ટેશનેથી રવાના થઇ ક્યાંઇક જતો હતો. લોકો પર રૂઆબ પાડવાને તથા બેસવાને માટે ઉત્તમ જગ્યા મેળવવાને પોતે અંગ્રેજી ફેશનનાં કપડાં પહેર્યા હતાં. ગામ જવાની ઉતાવળમાં બાબુએ પોતાનું મેલું પાટલુન બદલ્યું નહોતું. બાબુનો વિચાર એવો હતો કે ટ્રેનમાં એકાન્ત સ્થાન મેળવીને બીજું પાટલુન બદલી લઈશ. ધોતીયાની માફક પાટલુન સૌ લોકોની સામે બદલી શકાતું નથી તેથી પાટલુન પહેરવાને બીલકુલ નગ્ન થઈ જવું પડે છે. બાબુ સેકન્ડ કલાસના ડબામાં બેઠા હતા અને રાતનો સમય હતો. વળી સેકન્ડ કલાસમાં બીજો કોઇ મુસાફર પણ નહોતો. બાબુએ પહેલાં પોતાનું પાટલુન ઉતારી પછી પેટીમાંથી ધોએલું બીજું પાટલુન કાઢયું. એ પાટલુન આર ચડાવેલ અને અચ્છી તરેહથી ઇસતરી કરેલ હોવાથી એવું ચોટી ગયું હતું કે તેને ઉખાડતાં કાંઇક વાર લાગી. બાબુને વખતની બરાબર ખબર ન રહી. ગાડી સ્ટેશન પર આવી પહોંચી. શરદ ઋતુ હોવાથી બાબુજી ગભરાયા, તેથી નગ્ન અવસ્થામાં એક કામળ

ઓઢી છાના માના બેસી ગયા. તેવામાં તે સ્ટેશનથી એક અંગ્રેજ પોતાની મેમ સહિત તેજ ડબ્બામાં આવી બેઠા. મેમ કાંઇક બીમાર હતી તેથી ગાડી ચાલતાંજ એને ઠંડ લાગવા માંડી. સાહેબે પોતાના સાથી બાબુને જંટલમેન સમજી તેમની પાસેથી ઓઢવા માટે કામળ માગી. બાબુ એથી મહા દુઃખમાં પડયા. જો ના પાડે છે તો સભ્યતા જાય છે અને કામળ આપે છે તો ભેદ ખુલ્લો થાય છે. ત્યારે બાબુ સાહેબે પોતાના બચાવનો એકજ ઉપાય શોધી કાઢયો અને તે થોડા વખત માટે પાગલ બની ગયો. બાબુએ પોતાના મોંની અનેક અવનવી ચેષ્ટાઓ કરીને સાહેબને પોતાનું પાગલપણું બતાવી આપ્યું. સાહેબે આગલે સ્ટેશને બાબુને પોલીસને હવાલે કર્યો. સ્ટેશનપર પહોંચતાંજ બાબુનો ભેદ ખુલ્લો થતાં તેની જે દુર્દશા થઇ તે લખવાને મારી લેખિનીમાં શક્તિ નથી. સ્ટેશનવાળાઓએ એને પાગલ સમજીને એની કામળ ખેંચી લીધી. બાબુ બીલકુલ નગ્ન થઇ ગયો. બાબુએ સ્ટેશન માસ્તરને પોતાની દશાનું વર્ણન કહી બતાવ્યું. સ્ટેશન માસ્તરે તેને પોલીસના પરહેજમાંથી મુક્ત કર્યો અને તેણે પાટલુન પહેર્યું. ( ભારતવાસીઓ અંગ્રેજોના બાહ્યાચારોનું અનુકરણ કરવા પહેલાં તેના અંતરગુણોની નકલ કરે તો તે ફાયદાકારક છે. )

## ૯૨. વકીલ.

એક વકીલે પોતાની બીમાર અવસ્થામાં પોતાનો બધો માલ અસબાબ, ચોર, રંડીબાજ અને બદમાસોના નામપર લખી આપ્યો. લોકોએ પુછ્યું કે આ શું ? વકીલે કહ્યું: આ સર્વ માલ અસબાબ અને એવાજ માણસોથી મળ્યો છે. માટે એવાજ માણસોને આપું છું.

## ૯૩. નમીદાનમ્.

બે ગામના ખેતરોની હદો ભેગી હતી અને બંને ગામમાં મીયાંજી ભણાવતા હતા. એક ગામવાળા કહે કે અમારા મીયાંજી સારા ભણેલા તેમજ વિદ્વાન છે અને બીજા ગામવાળા કહે કે અમારા મિયાંજી સારા ભણેલા અને વિદ્વાન છે. આ બાબત માટે બે મૂર્ખાઓ વચ્ચે ઘણીજ તકરાર થઈ. આખરે એવો ઠરાવ થયો કે શુક્રવારે અમુક જગ્યાએ બંને પક્ષવાળાએ એકઠા થવું. આ માટે બંને પક્ષ તરફથી ઘણાક માણસો એ મૂર્ખાઓનો તમાસો જોવા એકઠા થયા. બંને મૂર્ખાઓ એક બાજુ આવીને ઉભા રહ્યા. એક માણસે મિયાંજીને પૂછ્યું કે, "નમી દાનમ્"નો શો અર્થ છે? તેણે કહ્યું કે હું અર્થ નથી જાણતો. ત્યારે બીજા મિયાંને પૂછતાં તેણે પણ તેવોજ જવાબ આપ્યો. આથી ઘણાક માણસો બોલી ઉઠયા કે, મિયાંજી હારી ગયા, હારી ગયા.

## ૯૪. મહાજન.

મહાજન આજકાલ મહાશયોને કહે છે કે 'જે નેવુ આપે અને સો લખાવે તે ઉપર પાછું વ્યાજ ચઢાવે. વર્ષમાં એકસો ચોવીસ કહે અને એક વધારી સવાસો લે.' હે વહાલા મહાજનો આપ કયા ઘીના કુડલામાં મર્યા પડયા છો? જરાતો વિચારો કે આણે ૯૦ રૂપીયાના ૧૨૫ રૂપીયા અમને આપ્યા તે કયા રોજગારથી કમાયા છે. આવો તો કોઇ રોજગાર આજ કાલ નજરે આવતો નથી કે જેમાં એક સાલ એકમાં બમણા કર્યા હોય! ખ્યાલ કરો કે બમણા પણ એને કર્યા તથાપિ એનું પુરૂં પડવાનું નથી, કેમકે પોતે તો ૯૦ રૂપીયા આપ્યા હતા. ૯૦ ના બમણા ૧૮૦ થયા. પાંચ રૂપીયા મહીને ખાધા હશે તો સાઠ ખાધા, બાકી ૧૨૦ બચ્યા; પરંતુ ૧૨૬ લાવ્યા તો છ ક્યાંથી આવ્યા? અવશ્ય કાંઇક દાળમાં કાળું ખરૂં. દાળમાં કાળું આપ

શા માટે સમજો છો ? સાફ કહું છું કે સ્ત્રીની નથની ઉતારી વેચી લાવ્યા છે. એ વાયદાપર કે વહાલી ગભરા નહિ હમણાંજ ૫૦૦ રૂપીઆ રોકડા લેઇ આવું છું. એવી મોટી નથની બનાવી દઉં કે જેમાં તું નથનીની વચમાં બેસી ખાણું ખાઇ લે. સમજી ગયા ? સમજી ગયા હો તો અમારી પ્રાર્થના કબુલ કરો. જેનાથી રૂપિઆ અનાજ કપડાં વગેરેનો વહેવાર કરો છો એનાં ઘરબાર વગેરેને જોયા ન કરો. એને માટે પ્રાર્થના કરો કે હે ઇશ્વર ! એના રોજગારમાં વધારો કર કે અમારા રૂપીઆ તથા બીજી વસ્તુઓ લાભદાયક થઇ અમારે ઘેર પાછી આવે. જેટલું આપ્યું હોય એટલુંજ લખાવવું. સેંકડે બાર આનાથી વધારે વ્યાજ લેવું નહિ. થોડા નફાપર રૂપિયા આપ્યા કરો અને સાદા કાગળપર લખાવી લેવું એજ બસ છે. અમારી પ્રાર્થના એ છે કે, બાપ દાદાની કે પોતાની મેળવેલી સંપત્તિ હોય તો ગરીબોને આપીને ઉપકાર તથા એકઠા કરેલા ધનમાં વધારો કરો. ભડા અનર્થ અને અયોગ્યપણે દ્રવ્ય પેદા કરીને મહાજન ન બનો.

## ૯૫. જુઠ નહિ.

એક સ્ત્રી પોતાના ધણીને નીચે દર્શાવેલી ત્રણ બાબતો જણાવે છેઃ—૧ છોકરાઓ ફળદાયી ઝાડપર પત્થર કેમ મારતા હશે ? જ્યારે ફળ પાકી જશે ત્યારે આપો આપ તે પડી જશે. ૨ લોક લડાઇપર કેમ જાય છે અને એક બીજાને આપસ આપસમાં શા માટે મારી નાંખે છે ? જ્યારે માણસનું આયુષ્ય ખુટે છે ત્યારે એની મેળેજ મરણ પામે છે. ૩ નવયુવાન આદમી એવી બેવકુફી કરે છે કે જવાન ઓરતની પાછળ પડે છે. કદી જો તેની પાછળ ન પડે તો ઓરત પોતેજ તેની પાસે આવે અને તેની મરજી ઉઠાવે.

## ૯૬. દીવાળી છે.

કહેવત છે કે "ઘરમાં ઘઉં તો સદા દીવાળી" અમારે ઘેર તો શું પણ હજારો ઘરોમાં ઘઉંને બદલે જાર ખાવાને નથી. ત્યારે શા ઉપર કહીએ કે દીવાળી છે. એક પૈસો તો પાસે છે નહિ કે માટી લઇને ઘર ઉજાળત. રોજગાર વિના મહાજન લોકો દેવાળીયા થઈ ગયા. ઉધાર આપવાવાળો પણ કોઇ ન રહ્યો કે ચાર પૈસાનું ઉધાર લાવીને પણ ચલાવી લે. લાકડસી લાવીને છોકરાને ફોસલાવીએ અને એ ચાર દિવાથી બાળ લક્ષ્મીને રીઝાવીએ એ તે શું દીવાળી થઇ ? !

## ૯૭. હજામ અને એક માણસ. હજામતની તારીફ.

એક માણસે હજામને પૂછ્યું કે તમે હજામત કરો તે વખતે ઉંઘ આવી જાય એવું બને ખરૂં ? હજામે કહ્યું હા. ઠંડીના દીવસોમાં કોઈ કોઇ વેળા એવું બને છે ખરૂં, પણ હું કોઈ મોટા માણસને જોઇ ઓળખી લઉં છું કે આફત આવી કેમકે એ થોડો વખત આરામ ખુરશી પર બેસે છે કે આરામ મળતાં નસકોરાં બોલાવવા લાગી જાય છે. પરંતુ હું ઉસ્તાદ છું કે તેમની સાથે વાતો કરૂંછું અને કદાચ એમ કરતાં પણ તે ઉંઘવા માંડે તો સાબુ ભરેલું બ્રશ નાકમાં ઘુસાડી દઉં છું. તેમાં કોઇ બગલા તો એવા હોય છે કે આંખો ફાડી રાખી બેઠા હોય છે અને એકદમ સુઇ જાય છે. એને માટે તો ખાસ સાબુ ભર્યું બ્રશ આંખોમાં લગાવી દેવુંજ ઠીક પડે છે. પછી તો તે એકદમ ઉઠે છે અને કલાક સુધી આંસુ ટપકતાં બંધ થાય નહિ. કોઇ માણસ તો ખુરશીપર ગરદન રાખી હજામત કરાવતાં એવા સુઈ જાય છે કે ગળાની ચામડી હમેશના સુવાના મહાવરાથી જાડી થઈ જાય છે. એને માટે તો પછી ચામડી કાપવાનો ઇલાજ કામે લગાડવો પડે છે.

## ૯૮. તું સાળો તારો બાપ સાળો.

સભ્યતા નગરના બજારમાં અજનબી સાહેબ આવીને જુએ છે તો વેચનારાઓને બુમો પાડતા સાંભળ્યાં કે—

હલવાઇ બતા સાલે હલવાઇ, ભઠીયારો—સમોસા લે સમોસા લે. રોકડ પરચુરણ વેચનાર—પયસા લે પયસા લે. કાછીયો મરસા લે મરસા લે. આવી તરેહની સાલે સાલેની બુમો સાંભળીને અજનબી સાહેબ બોલ્યા કે તું સાળો તારો બાપ સાળો.

## ૯૯. પંડયો અને બાબુ.

એક બાબુ પોતાની સ્ત્રી સાથે રેલવે ગાડીમાં આવતો હતો. તેને એક પંડિતે પુછ્યું કે બાબુજી ! દેવનાં દર્શન કરવા આવશો ? બાબુજીએ કહ્યું નહિજી નહિ. પંડયો ત્યાંથી બાબુજીની સ્ત્રી બેઠી હતી તે બારણા પાસે પહોંચ્યો. અને ઇશારો કરીને નવયુવાન સ્રીને કહ્યું કે માતા તમારો કયો પંડયો છે ? એ સાંભળતાંજ બાબુ ગુસ્સે થઇને બોલ્યા કે અરે લુચ્ચા બાપથી જાણી ચુકયો અને મા પાસે કેમ પૂછે છે ? પંડયો વખત જોઇને સટકી ગયો.

## ૧૦૦. મોલવી અને પંડયો.

મોલવી ઓટકાર ખાઇને બોલ્યો, હાશ હાશ ! પંડિતજી પેટ તો બાહુ ફુલી આવ્યું. પંડિતે કહ્યું—મોલવીજી ! આજ શું શું ખાધું છે ? મોલવીએ કહ્યું: આજ તો બહુજ સારો માલ ખાધો છે. પંડિતે કહ્યું: કહો તો ખરા શી શી ચીજો ખાધી છે. મોલવીએ કહ્યું; આજ આપનો નૃસિંહ અવતાર ખાધો છે. પંડિતે કહ્યું: શું જુઠું બોલો છો ? હું જાણી ગયો કે આજે આપે વરાહ અવતાર ખાધો છે. મોલવી સાંભળીને અતિ લજ્યાવાન બન્યો.

## ૧૦૧. ઇનામમાં જુતાં.

એક વખત રળીઆ ગઢવીને કોઇ રાજાની પાસે જવું પડયું. રાજાએ પોતાના નોકરના કાનમાં ધીરે રહીને કહ્યું કે તમે રળીઆ ગઢવીને મશ્કરીમાં કહો કે તમને કાલે મારા તરફથી ઇનામમાં જુતાં મળશે. જ્યારે રળીઓ રાજાની હજુરમાંથી ચાલવા લાગ્યો ત્યારે રાજાના નોકરે કહ્યું કે તેમને કાલે રાજાજીના હુકમથી ઇનામમાં જુતાં મળશે. આ સાંભળી રળીએ રાજા તરફ જોયું એટલે રાજા જરા હસી ગયો. રળીઓ સમજી ગયો કે રાજાજીએ મારા મુખથી કાંઇક સાંભળવા માટે મશ્કરી કરાવી છે. રળીઓ તુરત રાજાને કહેવા લાગ્યો કે 'જુઓ સાહેબ, આપનો નોકર આપના મોંમાં જુતાં હોવાનું કહે છે.' રળીઆની આ ચટપટી બોલીથી રાજા ઘણોજ ખુશી થયો અને રળીઆને ઇનામ આપ્યું.

## ૧૦૨. ઉર્દુની ખરાબી.

એક માણસે એક મોટા આદમીને ઉર્દુમાં દરખાસ્ત લખી, "ખુદા હજુરકી ઉમ્ર દરાજ કરે, હજુરકી નજર ગુરબા પરવરીપર જ્યાદા હૈ, ઇસિસે ઉમ્મિદ હૈ કે હજુર મુજપરભી નજર ઇનાયત રખ્ખે." મોટા માણસે આ દરખાસ્ત પોતાના મુનશીને વાંચવા માટે કહ્યું. મુનશીએ આ પ્રમાણે દરખાસ્ત વાંચી "ખુદા હજુરકી ઉમર દરાજ કરે, હજુરકી નજર ગુર પર બરીસ્ત જ્યાદા હૈ ઇસસે ઉમિદ હૈ કે હજુર મુજપરભી નજર ઇનાયત રખ્ખે" ઉર્દુ જબાન આવીજ છે. લખ્યું કાંઇ હોય અને વંચાય કંઈ.

## ૧૦૩. મશ્કરો મોચી

એક બાબુ સાહેબ અગિયાર વાગતાં કચેરીમાં જતા હતા. તેવામાં એક મોચીએ પોતાની દુકાન પરથી બાબુને મશ્કરીમાં

કહ્યું કે 'બાબુ સાહેબ! બુટને રંગ કરાવવો ઘટે છે.' બાબુ આથી જરા ગુસ્સે થઇને કહ્યું કે 'આવી રીતે કરાવવાનું કામ બદમાશોનું હોય છે, રવીવારને દીવસે મકાનપર આવીને કરી જજે.' મોચીએ જવાબ આપ્યો કે 'જ્યારે આપ નાના હતા ત્યારે તો ખુદ તમે તમારા બાપની સાથે આવીને કરાવી જતા હતા. તે આપને યાદ હશેજ.' એક તાલમબાજ ત્યાં ઉભેલો હતો તેણે યોગ્ય જવાબ આપ્યો કે 'બચપણની વાત યાદ હો અગર ન હો પણ અત્યારે તો એવી રીતે કરાવવાને શરમ આવે છે.'

## ૧૦૪. પાઘડીનું માન.

એક વખત ઉદેપુરના મહારાણાનો ચારણ જલ્લાલદીન બાદશાહની કચેરીમાં ગયો. ચારણે માથા પરથી પાઘડી ઉતારીને બાદશાહને સલામ કરી. બાદશાહે પૂછ્યું કે 'તમે પાઘડી કેમ ઉતારી?' ચારણે કહ્યું કે 'જહાંપનાહ! આ પાઘડી ઉદેપુરના મહારાણા જેઓએ આજ દીવસ સુધી કોઇને શીર નમાવ્યું નથી તેમની છે જેથી મેં તે મહારાણાનું માન સાચવ્યું છે.' આ સાંભળી બાદશાહ વિચારશુન્ય થઈ ગયો.

## ૧૦૫. મોગલ.

નાદિરશાહ બાદશાહ જ્યારે દિલ્લીમાં આવ્યો ત્યારે એ ફોજમાંના કેટલાક સીપાઇઓ શહેરમાં ફરવા નિકળ્યા. એમાંનો એક સિપાઇ ભૂખ્યો હશે તે જાતે મોગલ હતો, તેણે એક સાબુની દુકાનવાળાને કહ્યું કે 'હું અત્યંત ભુખ્યો છું તેથી આ ચોસલાંમાંથી એક ચોસલું મને ખાવા આપ?' સાબુવાળાએ કહ્યું કે 'આગા સાહેબ! આ ચક્તીઓ સાબુની છે, મીઠાઇની નથી.' ત્યારે મોગલ ગુસ્સે થઇ બોલ્યો કે 'બદમાસ! તું સાચું નથી કહેતો? લાવ?' જ્યારે દુકાનદારે જાણ્યું કે આ અક્કલનો આંધળો માનવાનો નથી, ત્યારે તેણે એક સાબુની

ચકતી તેને આપી. મોગલે ચકતીનો કકડો મોંમોં નાંખ્યો. નાંખતાંજ સાબુએ પોતાની ખૂબી બતાવી. મોગલના હોઠ ફાટી ગયા અને જીભપર ફોડલા ફોડલા થઇ રહ્યા. મોગલ ગભરાઇને કહેવા લાગ્યો; 'અરે! મારૂં મોં બળી ગયું.' બધા દુકાનદારો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે 'મીરજા સાહેબ! આ મીઠાઇની મજા ખૂબ લીધી?' મોગલ શરમાઇ નીચે મોંએ ચાલ્યો ગયો.

## ૧૦૬ ભુખ ન જુએ ઠંડો ભાત, નિંદ ન જુએ ટુટી ખાટ.

એક ભૂખ્યો લૂખો પાખો રોટલોજ ખાતો હતો તે જોઇને કોઇએ કહ્યું કે 'તારાથી આ લુખો રોટલો કેવી રીતે ખાધો જાય છે?' તેણે જવાબ આપ્યો કે "ભૂખ ન જુવે ઠંડો ભાત, નિંદ ન જુએ ટુટી ખાટ." એ કહેવત તમે નથી સાંભળી?!

## ૧૦૭ શિયાળ, શિયાળીઓ, બાદશાહ અને બીરબલ.

એક વખત બાદશાહ અને બીરબલ લશ્કર સાથે જંગલમાં શિકાર માટે આવ્યા. ત્યાં એક સુવર જોવામાં આવ્યો. બધાએ તેનો પીછો લીધો પણ સુવર દોડતો દોડતો દુર નીકળી ગયો. જેથી બાદશાહ અને બીરબલ પણ તેની પછવાડે દોડયા; પરંતુ સુવર અદ્રસ્ય થઇ ગયો અને લશ્કર પાછળ રહી ગયું. એથી બાદશાહ અને બીરબલ ઉભાજ રહ્યા. બાદશાહને ઘણીજ તરસ લાગી હતી જેથી પાણીની શોધ માટે નીકળ્યા. તપાસ કરતાં એક કુવો દ્રષ્ટિએ પડયો ત્યાં જુએ છે તો એક શિયાળનું જોડું મરણને શરણ થયેલું દીઠું. તે મરણ પામેલા જોડા વિષે એવી હકીકત છે કે તેઓ બન્ને તરસ્યાં હતાં પણ બેકું રાખવાના ખાડામાં થોડુંક પાણી હતું. જો શિયાળ પીએ તો શિયાળણી મરી જાય અને શિયાળણી પીએ તો શિયાળ

મરી જાય. તેથી પ્રેમને લીધે એમાંથી એકેએ પાણી ન પીધું; કારણ કે એકની પણ તરસ મટે તેમ નહોતું. બાદશાહે આ શિયાળના જોડાને નિહાળીને જોયું તો તેને ઘાવ નહોતો, તેથી આનું મોત કેવા પ્રકારે થયું તે વિચારમાં પડ્યો. બાદશાહે તપાસી જોયું તો નવાણુને કાંઠે બેડું રાખવાના નાના ખાડામાં ચાપું પાણી દીઠું. આ જોડા વિષે બાદશાહે બીરબલને નીચે પ્રમાણે એક દુહો કહ્યો.

દુહો—ઝુકો ન દેખ્યો પારખી, લગ્યો ન દીખે બાન;
મેતોહી પૂછું બીરબલ, કૈસેં તજે પરાન.

આ સાંભળી બીરબલે તે શિયાળ જોડાને ધ્યાન લગાવીને જોયુ અને કુવાની ચારે તરફ નજર કરી તો એની પાસેજ એક નાના ખાડામાં ચાપુંભર પાણી જોવામાં આવ્યું. તે જોઇને કહ્યું—

દુહો—જલ થોરો નેહ ઘનો, લગે પ્રીતકે બાન;
તું પીયુ તું પીયુ કહી મરે, યહ લીધે તજે પરાન.

બાદશાહે પોતાના સવાલના જવાબમાં આ દુહો સાંભળીને બીરબલપર અત્યંત ખુશી થઇને ઇનામ આપવાની ખુશી જણાવી અને બંને જણ ત્યાંથી ચાલી નીકળ્યા.

## ૧૦૮ સંસ્કૃત અને ફારસી.

એક દિવસ બાદશાહે બીરબલને કહ્યું કે હિંદી તો બીલકુલ ગન્દી બોલી છે. જુઓ પગ એ એક માણસના શરીરમાં ઉત્તમ અંગ છે, જેનાથી હિંદુ કે મુસલમાન તીર્થે જઇને પુણ્ય હાંસલ કરે છે. આવા ઉત્તમ પગને હિંદુઓ પાદ કહે છે. ( પાદનો અર્થ આ સ્થળે બાદશાહે પુંઠેથી વાયુ સંચાર થાય છે તે કર્યો ) બીરબલે કહ્યું: ખરૂં છે પણ કસુર માફ કરશો. ફારસી તો એથી પણ ખરાબ છે. જુઓ હાથ તે શરીરના અંગોમાં શીરતાજ છે તેને ફારસીમાં દસ્ત કહે છે.

( દસ્તનો અર્થ આ સ્થળે બીરબલે પાખાના એવો કર્યો ) બાદશાહ એ સાંભળી ચૂપજ થઈ ગયા.

## ૧૦૯ જેવા પર તેવો જવાબ.

એક સમયે મીરજા અજીજએગે મશ્કરીમાં રાજા ટોડરમલને કહ્યું કે 'રાજા સાહેબ! સંસ્કૃતમાં "મળ" નો શો અર્થ થાય છે? રાજા ટોડરમલે કહ્યું કે જે અર્થ "બેગ" નો તે અર્થ "મળ" નો (બન્નેનો અર્થ) સંસ્કૃતમાં વિષ્ટા થાય છે.

## ૧૧૦ ગંધર્વસેન મરી ગયા.

હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં આગ્રા નામે વિખ્યાત નગરી છે. ત્યાં મોદીની દુકાનપર એક ધોબી કાંઇ લેવા ગયો. મોદીએ પૂછ્યું કેમ ભાઇ! મૂછ કેમ મુડાવી છે? ધોબીએ આંખમાં આંસુ લાવી ગળગળા સાદે કહ્યું, 'અરે ભાઈ! શું કહું? ગંધર્વસેન મરી ગયા.'

મોદી—ગંધર્વસેન મરી ગયા? ત્યારે તો મારે પણ મૂછ મુંડાવવી પડશે. મોદીએ પણ પોતાની ડાઢી મૂછ મુંડાવી નાંખી. થોડીવાર પછી રાજાનો પેદલ સિપાહી મોદીને ત્યાં સોદો કરવાને આવ્યો. મોદીનું મોં ડાઢી મૂછ વિનાનું જોઇને સિપાહીએ પુછ્યું, "ભાઈ મોદી! મૂછ કેમ મુંડાવી છે?

મોદી—શું કહું મહા અફસોસની વાત છે. ગંધર્વસેન ગુજરી ગયા.

સિપાહીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને કહ્યું શું ગંધર્વસેન મરી ગયા. આ તો મહા અફસોસની વાત થઈ. ત્યારે મારે પણ મૂછ મુંડાવવી જોઇએ.

મોદી—જરૂર.

રાજાનો સિપાહી રસ્તામાં ડાઢી મૂછ મુંડાવીને રાજભુવનમાં ગયો. દીવાનજીએ સિપાહીની દશા જોઇને કહ્યું અરે! આ શું થયું? તેં મૂછ કેમ મુંડાવી નાંખી?

સિપાઇએ રોતાં રોતાં કહ્યું: મહા શોકની વાત બની છે. ગંધર્વસેન ગુજરી ગયા.

દીવાનજી—ગંધર્વસેન ગુજરી ગયા ? એ તો મહા દુઃખની વાત. મારે પણ મૂછ મુંડાવવીજ જોઇએ.

સિપાહી—જરૂર ! જરૂર !! જરૂર !!! ઝટપટ દીવાનજીએ પણ હજામને બોલાવીને ડાઢી મૂછ મુંડાવી નાંખી. થોડીવાર બાદ દીવાનજીકે મુખ્ય પ્રધાનની મુલાકાત થઈ.

મુખ્ય પ્રધાન--દીવાનજી આપે મૂછ કેમ મુડાવી ?

દીવાનજી--મહા દુઃખની વાત બની છે. ગંધર્વસેન મરી ગયા.

મુખ્ય પ્રધાન—આહાહા ! મહા શોકની વાત ! ગંધર્વસેન મરી ગયા, ત્યારે તો મારે પણ ડાઢી મૂછ મુંડાવીને શોક રાખવો જોઇએ.

દીવાનજી—હજુરને એમાં કાંઇક પૂછવું હશે ! ન પૂછવું હોય તો ઝટ મુંડાવી નાંખો.

મુખ્ય પ્રધાને પણ ડાઢી મૂછ ચટ કરાવી નાંખી. જ્યારે મુખ્ય પ્રધાન રાજા પાસે ગયો ત્યારે રાજાએ પ્રધાનને જોઇ આશ્ચર્યથી પૂછ્યું કહો મંત્રી આ શું થયું ?

મુખ્ય પ્રધાન--દુઃખની શી વાત કહું ! ગંધર્વસેન મરી ગયા.

રાજા--મંત્રીજી ! શું કહો છો ગંધર્વસેન મરી ગયા ? રાજાની આંખમાંથી ડબ ડબ આંસુ પડવા માંડયાં અને હુકમ કર્યો કે હજામને જલદી બોલાવી લાવો ? હજામ આવ્યો એટલે રાજા એ તુરત ડાઢી મૂછ મુંડાવી નાંખી.

હવે રાજભુવનમાં દુઃખનો પાર રહ્યો નહિ. હમેશના વખતે રાજા અંતઃપુરમાં ગયો. રાજાપર નજર પડતાંજ મહારાણી આશ્ચર્ય ચકિત અને ભયભિત બની ગઈ. ધ્રુજતાં ધ્રુજતાં પૂછવા લાગી, મહારાજા આજ આ શું જોઉં છું ?

રાજા--પ્રિયા દુઃખની વાત શું કહું ? ગંધર્વસેન અસાર સંસા-

રમાંથી કુચ કરીને સ્વર્ગમાં સિધાવ્યા છે. આ સાંભળી મહારાણી ગભરાઈ ગઈ. મોંમાંથી એક શબ્દ પણ ન નીકળી શક્યો. થોડીવાર પછી ધીરજ ધરીને બોલ્યાં. મહારાજા ગંધર્વસેન કોણ હતા, તે ક્યાંના રહેવાશી હતા તથા આપણી સાથે તેને શી સગાઇ હતી તે બતાવો તો ખરા? રાજા ક્ષણભર ચૂપ થઇ ગયા અને કહ્યું—આ બાબત હું કાંઈ પણ જાણતો નથી તે સર્વે મંત્રી જાણે છે. ત્યાર પછી રાજા તુરત કચેરીમાં આવીને મંત્રીને પૂછ્યું કે મંત્રી, એ ગંધર્વસેન કોણ હતા?

મંત્રી—હું કાંઇ જાણતો નથી. દીવાનજી બધું જાણે છે, તેને પુછવાની જરૂર છે. રાજાએ દીવાનને બોલાવતાં તુર્ત દીવાનજી હાજર થયા. રાજાએ દીવાનને પૂછતાં જણાવ્યું: મહારાજા! આ બાબતમાં હું કાંઇ જાણતો નથી. હજુર! પેદલ સિપાઇ સર્વ જાણે છે. પેદલ સિપાઇને બોલાવીને પૂછતાં તેણે કહ્યું કે, 'ગરીબ પરવર! મને કાંઈ પણ ખબર નથી પણ તે સર્વ હકીકત મોદી જાણે છે.' જેથી મોદીને પુછતાં તેણે કહ્યું—'નામવર! હું કાંઇ જાણતો નથી પણ ધોબીને બધી ખબર છે.' જેથી ધોબીને રાજાની હજુરમાં પકડી મંગાવ્યો તે છાતી કુટતો અને રોતો ઉભો રહ્યો. મહારાજા! હું ગંધર્વસેનને દીકરાથી વધારે ચાહતો હતો. હાય હાય તે મરી ગયો! મને અહિ મૂકી ગયો.

મહારાજા—તે કોણ હતો?

ધોબીએ મોટી પોક મૂકીને કહ્યું. તે મારાં તમામ કપડાંનો મોટો બોજો ઉપાડતો હતો, ભૂખ્યો થતાં મારી પાસે આવીને મારા શરીર સાથે પોતાનું માથું ઘસતો હતો. હાય તે મારા પ્રાણથી પ્યારો ગધેડો આજ સવારે મરી ગયો. હું એની સાથે કેમ ન મરી ગયો. આટલું કહી ધોબી પોકે પોકે રડવા લાગ્યો. રાજા અને ડાઢી મૂછ મુંડાવવાવાળા તમામ જ્યારે સમજ્યા કે ગંધર્વસેન તો ગધાડો કહેવાય છે ત્યારે તો સર્વ પોતાની બેવકુફીપર શરમાઇ ગયા.

## ૧૧૧. ઉર્દુ બીબીના અવગુણ.

પોલિસ ખાતાના કોઇ અમલદારે પોતાના હકુમતના કોઇ ગામવાસીપર લૂટનો આરોપ મુકી તેમના ન્યાયાધિશને વિદિત કર્યું. ન્યાયાધિશે જીલ્લાના અમલદારને હુકમ આપ્યો કે તે આરોપીઓની તમામ મીલકત ફેંકાવી ઘો. ન્યાયાધિશની આજ્ઞા ફેંકી દેવાની લખાઇ આવેલી તે વાંચવામાં ફુકાવી ઘો આવી. જીલ્લા અમલદારે તે આરોપીની તમામ મીલકત બાળી ભસ્મ કરાવી દેવા આજ્ઞા આપી. આગ લાગતાંજ તમામ ગામવાસીએ ત્રાહ ત્રાહ કરી પોતે ન્યાયાધિશની રૂબરૂ જઇ પોતાના દુઃખની કથા ગદ્દગદ્દ કંઠે કહેવા લાગ્યા. આ શોકમય વૃત્તાંત સાંભળીને આંસુ ન પાડે એવો કોણ નિર્દય હોય ! આવો નુકસાનકારક અનર્થ ઉર્દુ ભાષાથી ઘણી વખત થયાજ કરે છે. આ બધું જાણવા છતાં પણ લોકો ઉર્દુપર આશક થાય છે એ મહા અફસોસની વાત છે. નાગરી ભાષા ભણવી એ સર્વને ઉચિત છે. વળી તેના અક્ષરોમાં પણ કઠિનતા નથી. તેમાં અશુદ્ધિ અગર અપભ્રંશ થવાનો બીલકુલ સંભવ નથી. જેમ બોલવામાં આવે છે તેમજ સ્પષ્ટ રીતે લખી શકાય છે. હિંદી ભાષા બહુજ સરલ અને સુગમ છે. જેટલી યોગ્યતા હિંદી અક્ષરોમાં ત્રણ મહિનામાં મળી શકે છે એટલી ઉર્દુ અક્ષરોમાં ત્રણ વરસે પણ નહિ મળી શકવાની એ આપેજ સિદ્ધ છે.

## ૧૧૨ બાપ, મા, બ્હેન અને ભાઇની સગાઇ.

એક ઘાસ વેચનારની સ્ત્રીએ પોતાના ધણીને કહ્યું કે શ્રાવણ મહીનોઆવ્યો, માટે મારા પીયર જવું છે તેથી કપડાં બનાવી આપો તથા ખર્ચ માટે રૂપીઆ આપો. ધણીએ કહ્યું, આજ તું કલમ ખડીઓ અને કોરો કાગળ લઈ ખેતરમાં આવજે. બાદ તે ઘસીયારો ઘાસ ખોદવા ચાલ્યો ગયો. થોડીવાર પછી ઘસીયારાની સ્ત્રી કલમ,

ખડીઓ અને કાગળ લઇને ખેતરમાં ગઈ. ઘસીયારે લખી આપ્યું કે, "હોતેકા બાપ ન હોતેકી માઇ, હોતેકી બહેન ન હોતેકા ભાઇ." ત્યારની સ્ત્રી કાલી નાગનને મારી સાત દ્વીપનું રાજ કર. પછી ઘસીયારે પોતાની સ્ત્રીને કહ્યું કે આ કાગળ એક હજાર રૂપીઆથી ઓછી કીમતે વેચીશ નહિ. સ્ત્રી તે કાગળ લઇને બજારમાં ગઈ અને લોકોને બતાવ્યો, લોકો કહેવા લાગ્યા કે કાગળમાં લખેલી હકીકત બહુ અમુલ્ય છે પણ તેની કીમત ઘણી છે. લોકોએ કહ્યું કે તારો કાગળ રાજા સિવાય કોઈ ખરીદી શકશે નહિ. રાજાજી પોતાનું રાજ-પાટ પોતાના કુંવરને સોંપીને પોતે ઇશ્વર ભજનમાં દિવસ ગાળતા હતા. જ્યારે ઘસીયારાની સ્ત્રી કાગળ બજારમાં વેચવાને ફરતી હતી, તેવામાં રાજકુમાર તેના જોવામાં આવ્યો. પેલી સ્ત્રીએ તે કાગળ રાજ-કુમારને બતાવ્યો અને કહ્યું કે આપના સિવાય કોઇપણ આ કાગળ ખરીદી શકે તેમ નથી. કુંવરે કાગળ વાંચીને મનમાં વિચાર કર્યો કે અંદર જણાવેલી હકીકત અજમાવવી જોઇએ. તેજ વખતે રાજકુમારે તે સ્ત્રીને કાગળના રૂપીઆ આપીને વિદાય કરી. આ કાગળની અજ-માયેશ માટે રાજકુમારે બીજે દીવસે સર્વ રાજપાટ તજી દઇને ખજા-નાના રૂપીયા ખરાબ કાર્યમાં વાપરવા માંડયા જ્યારે રાજાના જાણવામાં તે હકીકત આવી ત્યારે કુંવરને હરેક રીતે સમજાવવા માંડયો, પણ તેમનું કહ્યું ન માન્યું ત્યારે તેને દેશનિકાલ કર્યો. કુંવર પણ દેશનિકાલની શિક્ષા ભોગવવા તૈયાર થયો. કુંવરે તેની માની કસોટી કરવાના વિચારથી અંતઃપુરના દરવાજા પર ગયો અને ત્યાં જોયું તો દરવાજાપર એક કાગળ ચોઢેલો હતો. તેમાં લખ્યું હતું કે "તું જો રાજાનો દીકરો હોય તો મહેલની અંદર દાખલ થઇશ નહિ." આ હકીકત વાંચતાંજ રાજકુમાર વિચારમાં પડયો. રાજકુમારને દેખીને તેની મા દીર્ઘ નિશ્વાસ નાંખીને રોવા લાગી. તેના અશ્રુનું

ટીપું કુંવરના મોં ઉપર પડયું. કુંવરે ઉંચુ જોયું તો પોતાની માને રોતી જોઈ. માએ કુંવરને કહ્યું કે, બેટા ! તે કાર્યમાં મારો કાંઇ ઉપાય ચાલે તેમ નથી, કદાચ તારા વિષે હું જો રાજાને કાંઈ કહું તો મને મહેલમાંથી પણ કાઢી મુકે તેમ છે. પછી તેની માએ એક થેલીમાં ખાવાનું અને બીજી થેલીમાં રૂપીયા ભરી ફેંકયા. કુંવર તે લઇને જે દેશમાં તેની બહેન હતી ત્યાં ગયો, અને પોતે યોગીનો વેશ ધરીને મહેલના દરવાજાપર ઉભો રહ્યો. પછી ચોકીદારને કહ્યું કે કોઈ દાસીની સાથે રાણીને કહેવરાવો કે તમારો ભાઇ જોગી થઇને આવ્યો છે. જ્યારે દાસીએ રાણીને ખબર આપી ત્યારે તે બોલી કે એવા પાખંડી જોગટા કેટલાએ આવે છે, મારો ભાઈ તો રાજા હોઈ રાજ કરે છે. તે જોગી કેવી રીતે થાય ! દાસીને કહ્યું કે તું દરબાનને કહે કે તેને કંઇક અપાવીને વિદાય કરી દો. દરબાન બીજા ફકીરોના જેવો આને પણ સમજીને રાજકુમાર (જોગી-વેશી) જ્યાં રાજ્ય તરફથી સદાવ્રત અપાતું હતું ત્યાં લઈ ગયો. રાજકુમારે સદાવ્રત લીધું અને જ્યાં પોતાનો ઘોડો અને અસબાબ રાખ્યાં હતાં ત્યાં આવ્યો. અને તુરત બીજે ગામ જ્યાં એક રાજ-કુમાર સાથે તેને ગાઢી મિત્રતા હતી ત્યાં ગયો. તે પોતાના મિત્રની કસોટી કરવાના કારણથી જોગી વેષે મળ્યો. મિત્રે તેને જોતાંજ ગળે વળગીને આલિંગન આપ્યું. પછી પોતાના મહેલમાં લઈ જઇને પૂછ્યું કે તમે જોગીનો વેશ શા કારણે લીધો છે ? રાજકુમારે કહ્યું કે આપણા બંને વચેનો પ્રેમભાવ ઓછો થશે માટે તે વાત ના પૂછો ? જ્યારે તેના મિત્રે ન માન્યું ત્યારે જોગીએ કહ્યું. મેં તારા કારણેજ જોગ લીધો છે. મિત્રે કહ્યું કે બસ આ કારણથી આપણો સ્નેહ ઓછો થશે ? ! આટલું કહીને તેનો મિત્ર અંતઃપુરમાં ગયો, અને તેની રાણીને કહ્યું કે આપણે ત્યાં મારો એક સ્નેહી મિત્ર

મેમાન તરીકે આવ્યો છે તેને મારા કરતાં અધિક ગણીને તેની પાસે રહે અને તે જે સેવા ચાકરી બતાવે તે કરજે. મારૂં કહેવું જો તુ નહિ માને તો મહેલ ઉપર કાગડા ઉડાવીશ અને તને કાઢી મુકીશ, જેથી રાણી તે કુમાર (જોગી) ની પાસે ગઈ. તેણે કહ્યું કે બ્હેન! તમને મળવાને મારો જીવ બહુજ ચાહતો હતો. રાણી આ વાત સાંભળતાં જ શરમાઈ ગઈ, પણ તેનો કાંઈ જવાબ આપી શકી નહિ, તેથી રાજકુમાર (જોગી) દીવાલ કુદી જ્યાં પોતાનો ઘોડો બાંધ્યો હતો ત્યાં આવી ઘોડેસ્વાર થઈ પોતાનું સાસરૂં જ્યાં હતું ત્યાં ગયો, અને એક ઝાડ નીચે ધુણી લગાવી બેઠો. તેની સ્ત્રીને દીવાનના પુત્ર સાથે સંબંધ હતો. ત્યાં એવું બન્યું હતું કે રાજકુમારે (જોગીએ) તેની રાણીને પહેલાં એક ગોરખ ધંધાનો હાર બનાવી આપ્યો હતો તે દીવાન પુત્રના હાથથી તૂટી ગયો હતો. તેને લઇને દીવાન પુત્ર ગભરાએલા ચહેરે આમ તેમ ફરતો હતો. જોગીએ તેને પુછ્યું કે ભાઈ! તું આમ બેબાકળો કેમ ફરે છે? તેણે રાજકુમારીનો હાર જોગીને બતાવીને કહ્યું કે આ હાર મારા હાથથી તૂટી ગયો છે અને એનો બનાવવાવાળો અહીં કોઈ નથી. જોગીએ તે હાર ઓળખી લઇને મનમાં વિચાર કર્યો કે જરૂર આ માણુસ સાથે મારી રાણીને સંબંધ (યારી) છે. તોપણુ તેણે તુરત હાર દુરસ્ત કરી આપ્યો. દીવાન પુત્રે તે લઇને રાણીને સોંપ્યો. રાણી જાણુતી હતી કે મારા પતિ શિવાય તે હાર કોઈ બનાવી શકનાર નથી. જેથી તેણે દીવાન પુત્રને કહ્યું કે કોઈ પણ રીતે આ હારના બનાવનારને તું મારી નાંખ, નહિ તો થોડા દિવસમાં આપણા બન્નેનું મરણ થશે. દીવાન પુત્રે એજ વખતે મારા (જલ્લાદ) ને બોલાવી મનમાનતા રૂપીઆ આપી તે જોગીને મારવાને મોકલ્યા, જ્યારે તે મારા જોગી પાસે આવ્યા ત્યારે જોગીએ કહ્યું કે તમો મને મારવા માટે આવ્યા છો? મારાઓએ કહ્યું કે

અમને દીવાન પુત્રે મનમાનતા રૂપીઆ આપીને મારવા માટે મોકલ્યા છે. તેથી જોગીએ તેમને પ્રધાન પુત્રના આપેલા રૂપિયા કરતાં બમણા આપીને પોતાને જીવ બચાવ્યો. પછી જોગી ત્યાંથી ચાલી નિકળ્યો. થોડે દૂર ગયા પછી રસ્તો ભુલી ગયો અને એક શહેરની નજદીક કેટલાક દીવસે પહોંચ્યો. ત્યાંના ચોકીદારે કહ્યું કે આ શહેરમાં જે કોઇ પરદેશી આવે છે તેને રાજાની પુત્રી પાસે રાત્રીને વખતે મોકલવામાં આવે છે, અને તે રાજપુત્રી આવનાર પરદેશીને જીવતો મુકતી નથી, તેથી તું આ શહેરમાં ન જઇશ. જોગીએ ચોકીદારનું કહેવું ન માનતાં શહેરમાં ગયો, એટલે સીપાઇ તુરત જોગીને પકડીને રાજા પાસે લઇ ગયો. રાજાએ કહ્યું કે મારી પુત્રી કોઇ રોગથી હેરાનગતી ભોગવે છે તેથી મેં ઘણા વટેમાર્ગુઓને મારી પુત્રી પાસે મોકલ્યા પણ કોઇથી એના દુઃખનો ઇલાજ આજ દીવસ સુધી થયો નથી. જોગીએ કહ્યું કે પહેલાં હું એક રાત છુપાઇને એને જોઇ લઉં પછી ઉપાય કરીશ. પછી જે મકાનમાં તે રાજપુત્રી રહેતી હતી તેમાં એક રાત છુપાઇ રહીને જોગીએ રાજપુત્રીનો તમામ હેવાલ જોયો. બીજે દીવસે એક આટાનું પુતળું બનાવીને જે પલંગપર પરદેશીને સુવડાવવામાં આવતા હતા તેપર પૂતળાને સુવાડયું, અને પોતે એક ખુણામાં પલંગની પાસે એક કપડાના પડદાની ઓથે બાવળની છડી હાથમાં લઇને ઉભો રહ્યો, જ્યારે અરધી રાતનો સમય થયો ત્યારે રાજપુત્રી એકદમ બેહોશ થઇ ગઇ અને તેના નાકમાંથી એક નાગણી નિકળી. તે નાગણી પલંગની પાસે આવીને પોતાની ફેણ જ્યાં પલંગપર રાખવા જાય છે કે તુર્ત જોગીએ બાવળની છડી એવા જોરથી ફેણપર મારી કે નાગણીની ફેણ વિંધાઇને મરણ પામી, તેથી રાજપુત્રીનું મહાન દુઃખ તુરતજ દુર થઇને સારી થઇ ગઇ. બીજે દીવસે રાજાને તે ખબર પહોંચતાં તેમને ઘણો આનંદ થયો, તેમજ

શહેરમાં ખુશાલી પસરાઇ, અને રાજાએ પોતાની કુંવરીનાં લગ્ન એ જોગી સાથે કરી આપ્યાં, ત્યાં થોડાં દીવસ રજા માગીને તે જોગી તેની પહેલી રાણીના દેશમાં ગયો. થોડા દીવસ રહ્યા પછી સસરાને કહ્યું કે આપની પુત્રીને અને દીવાન પુત્રને મારી સાથે મોકલો, તેથી સસરાએ બંનેને તેની સાથે મોકલ્યાં. રાજકુમાર તેઓને લઇને પોતાના દેશમાં આવ્યો, અને પોતાના માબાપને મળ્યો. દીવાનપુત્રને ઘટતી શિક્ષા કરી અને પહેલી રાણીને દીવાનપુત્ર સાથે જારકર્મ કર્યાના વાંક માટે દાસી બનાવીને રાખી. પછી પોતાના બાપને કહ્યું કે મેં એક હજાર રૂપીયા આપીને જે કાગળ ખરીદ્યો હતો તે કાગળ આપ વાંચો, તે કાગળમાં લખેલી બીના અજમાવવા માટે મેં આટલાં વાનાં કર્યા છે. હવે હું રાજકાજ અંતઃકરણપૂર્વક કરીશ. રાજા સંતોષ પામ્યો અને રાજકુમાર સારી રીતેથી રાજ કરવા લાગ્યો.

## ૧૧૩. મખ્ખીચુસ.

એક વખત બે મખ્ખીચુસ ભેગા થયા અને પરસ્પર પોતાની વાર્તા કહેવા લાગ્યા. એક કહે છે કે ભાઈ! હું ઘીની શીશી ભરી રાખું છું અને એવી રીતે વાપરૂં છું કે શીશીને ખીચડીમાં દબાવી રાખું છું અને પાછળના કોળીઆમાં થોડું ઘી મેળવીને ખાઉં છું. એવી રીતે એ શીશીમાંનું ઘી એક વરસ સુધી ચલાવું છું, પછી બીજો મખ્ખીચુસ બોલ્યો કે ત્યારે ઘીના વાસણ તરફ મોં રાખીને બેસું છું, અને ખાતી વેળા કોળીયામાં એવા તો ઘીના લોંદા આવે છે કે તેનો સ્વાદ મારાવિના બીજો કોઈ ભાગ્યેજ જાણતો હશે! આ વાત સાંભળીને પહેલો મખ્ખીચુસ બોલ્યો કે ભાઇ! આપ મારા કરતાં ખાનદાનીમાં બેશક વધ્યા!

## ૧૧૪. વિનય અને બુદ્ધિ.

જયપુર રાજ્યમાં ઠાકોર લક્ષ્મણસિંહ નિઃસંતાન ગુજરી જવાથી ગાદી માટે માંહોમાંહે લડતા હતા, પણ તે ગાદીના ખરા હકદાર ચાર છોકરા હતા. આખરે જયપુરના મહારાજા સવાઈ રામસિંહે ચારેને બોલાવ્યા અને પોતાના હાથથી દરેકને એકેક પાનનું બીડું આપ્યું. ત્રણ છોકરા તો પાન ખાઈ ગયા. પણ જે ચોથાનું નામ ગોવિંદસિંહ હતું તેણે પાન ન ખાધું. મહારાજાએ પુછ્યું કે તમે પાન કેમ ન ખાધું ? તેણે જવાબ આપ્યો કે મને ખાવા માટે હજુરનો હુકમ મળ્યો નથી અને હજુરના હુકમ વિના ખાવું એ બેઅદબી મારાથી કેમ થઈ શકે ? રામસિંહે આ છોકરાનો વિનય જોઇને લક્ષ્મણસિંહની ગાદીએ બેસાડયો. ખરૂં છે કે વિનય સૌ ગુણમાં શ્રેષ્ટ છે. વિનયથી માણસ ઉત્તમ દરજ્જાને પહોંચે છે, મહારાજા રામસિંહજીની બુદ્ધિને ધન્ય છે કે જેમણે આવો ઉત્તમ ન્યાય આપ્યો !

## ૧૧૫. ભાષાના અર્ધદગ્ધ જ્ઞાનવાળાની ફજેતી.

દક્ષિણીઓ ગુજરાતી ભાષા, ગુજરાતીઓ દક્ષિણી કે બંગાળી વા ઉર્દુ ભાષા વિચિત્ર તરેહથી બોલે છે, કારણ માત્ર એટલુંજ કે તેઓને ભાષાનું પુરતું જ્ઞાન નહિ હોવાથીજ. આ વિષે એક અંગ્રેજ સાહેબ બહાદૂરનો દાખલો નીચે મુજબ છે.

કોઈ પહાડી જગ્યામાં જનરલ, કર્નલ અને લેફટેનન્ટ રહેતા હતા. આ ત્રણે સાહેબોનાં કપડાં એક ધોબી ધોતો હતો. કપડાંનો બોજો વધારે થવાથી તે કપડાંને ગધેડાપર લાદીને સાહેબોને ત્યાં પહોંચાડવા જતો હતો. ધોબીના ઘરથી થોડે દૂર જનરલ અને કર્નલના બંગલા હતા. તે બંગલા સુધી ધોબી ગધેડાને લઈ જતો હતો. જનરલ કર્નલનાં કપડાં આવ્યા પછી બોજો હલકો થવાથી

ગધેડાને અહિં ઉભો રાખી લેફ્ટેનન્ટનાં કપડાં પોતાની પીઠપર લઇને પહોંચાડતો હતો. એક દીવસે ધોબીની આ પ્રમાણેની રીતપર ગુસ્સે થઈ લેફ્ટેનન્ટ સાહેબ બોલ્યા કે દેખો! "યુ જનરલ સાહેબ ગધા, કર્નલ સાહેબ ગધા, હમ ગધા નહિ." ધોબી બોલ્યો; "નહિ સાહેબ આપ ગધા નહિ હય!" આ ઉપર સાહેબ લાલપીળા થઈ ગયા અને બોલ્યા કે "યુ નાલાયક હય અક્કલ્બત." આટલું કહીને સાહેબે સોટી ઉઠાવી તેથી ધોબી ડર ખાઇને બોલ્યો, "હાં હજુર આપ અક્લબત ગધા!" લેફ્ટેનન્ટ એ કહેવા માગતા હતા કે તું જનરલ અને કર્નલના મકાન સુધી ગધેડાપર કપડાં લાદી પહોંચાડે છે અને મારા મકાન સુધી કેમ નથી લાવતો. બસ આટલા માટે પોતે ગધેડા બનવાનું કષ્ટ ઉઠાવ્યું. આજકાલ ઘણા દેશીઓ અંગ્રેજી ભાષા શીખવાની શરૂઆત કરતાં સારી રીતે ગધેડા બને છે.

## ૧૧૬. સંસાર અને સંસારી લોકોનું બંધન.

એક રાજાએ લોમહર્ષણ ઋષિને કહ્યું કે 'આપ સંસાર અને સંસારી લોકોનું બંધન કૃપા કરીને કોઈ ઉદાહરણમાં વર્ણન કરો.' ઋષિજીએ કહ્યું કે 'સંસાર એ એક મધની ભરેલી થાળી છે. મધની આસપાસ માખીઓ ભેગી થાય છે. તે માખીઓરૂપ મનુષ્યો સમજો, આ સંસારના સાધુજનો છે તે માત્ર કીનારાપર બેસનાર માંખીઓ સ્વરૂપે છે. એમણે એટલાથીજ સંતોષ માન્યો છે અને સંસારીઓ તે થાળીના વચમાં આવીને ઘુસનાર માખીઓ છે. જ્યારે યમરાજ કુચ (રવાના થવું) નો પંખો હલાવશે ત્યારે કીનારાની માખીઓ સ્ફુર્તિથી ઉડી જવાની અને જે વચમાં ફસાયેલી માંખીઓ તે તો ઉડવાને માટે જેમ જેમ પ્રયત્ન કરશે તેમ તેમ વધારે ફસાવાનીજ તે એટલે સુધી ફસાવાની કે પોતાના વ્હાલા પ્રાણને તજીને પણ નરકની કડવી

મઝા ચાખવી પડે છે. સ્પષ્ટાઈ એ છે કે માણસે સંસારના કોઈ કાર્યમાં એવી રીતે ન સપડાવું કે છેવટે એને છોડવા જતાં અનેક પ્રકારનાં કષ્ટ વેઠવાં પડે.

## ૧૧૭. તાજા વિલાયતી સાહેબની ખાખાવીખી.

એક સાહેબ વિલાયતથી આવતાંજ એક જીલ્લામાં ન્યાયાધિશની પદવીપર નિમાયા. સાહેબ હિંદી ભાષા ઓછી જાણતા હતા. પહેલે દીવસે એક કેસ જેમ તેમ ચલાવ્યા બાદ કચેરી બરખાસ્ત કરવાનો સમય થયો ત્યારે સાહેબ વિચારમાં પડયા કે હવે હું ડીસમીસની જગોએ કેવો શબ્દ વાપરૂં? સાહેબે રોયલ ડીક્ષનેરીમાં જોયું તો ડીસમીસનો અર્થ બરખાસ્ત અને પેશકાર ( સામે કામ કરનાર ) મોકુફ બીચારા પેશકારનું મોં ઉતરી ઉયું.

## ૧૨૮. મોલવી અને મુર્ખ.

એક મોલવીએ પોતાના એક મુખ પાડોસીને કહ્યુંઃ અરે તું તો અજબ તરેહનો માણુસ દેખાય છે. સાઠ વરસનો ધરડો થયો તો પણ દીવસમાં એકવાર પણ મસજીદમાં જઈને પોતાના માલિક (ખુદા) ની બંદગીએ કરતો નથી. તને કોણે બનાવ્યો છે?

મુર્ખ—" કાંઈ યાદ નથી આવતું." એટલામાં એક છોકરો ત્યાંથી નિકળ્યો. મોલવીએ તેને પાસે બોલાવીને પુછ્યું, છોકરા! કોણે બનાવ્યો છે?

છોકરો—મારા ખુદાએ.

મોલવી—ખુદા! જો આ છ વરસનો છોકરો તે પોતાના બનાવનારને જાણે છે અને તું ન જાણે તે કેવી વાત?

મુર્ખ—મોલવી સાહેબ! આ છોકરો તો હમણાનો બનેલો

જેથી એને યાદ રહે, પણ મને ઘણા વરસોની વાત ક્યાંથી યાદ રહે?

## ૧૨૦ મફતીયા તમાકુખોર.

કોઈ એક ગામમાં એક મફતની તમાકુ ખાનારાઓ હમેશાં એક બીજા પાસેથી માગીને અવરનવર ખાતા હતા. એમાં એક મહા ચતુર હતો. કોઇ તમાકુ ખાનારો તેની પાસે તમાકુ માગે તો હોવા છતાં ન આપતો અને જુઠું બોલતો, તે માણસે બે કોથળીઓ બનાવી એક કોથળીનું નામ સંસાર અને બીજીનું નામ ભાગ્ય રાખ્યું. ભાગ્યમાંજ તે હમેશાં તમાકુ રાખ્યા કરતો હતો. જ્યારે કોઇ તમાકુ માગવા આવે ત્યારે તે કહેતો કે ભાઈ! મારે સંસારમાં તો તમાકુનું એક પાંદડુ પણ નથી. માગનાર કહે છે કે ત્યારે તમે શું ખાશો? ત્યારે તે જવાબ આપતો કે મને કેવળ ભાગ્યનો ભરૂસો છે. આ પ્રમાણે યુક્તિ કરીને તે ચતુરે પોતાનું સત્ય બોલવાનું પણ રાખ્યું અને મફતીયાઓને પાછા કાઢી તમાકુનો બચાવ કર્યો.

## ૧૨૧. નીચેનો માળ.

એક ગુણકાએ પોતાને રહેવા માટે એક મકાન બંધાવ્યું હતું તેને ત્યાં એક અમીર તેની યારી માટે આવેલો હતો. તેને મકાન બતાવવા માટે તે સ્ત્રી ઉપરને મજલે લઇ ગઈ. ઉપરનો મજલો જોઈ અમીરે ઘણી ખુશી બતાવી મકાનની તારીફ કરી. સ્ત્રીએ કહ્યું, અમીર સાહેબ! ઉપરના મજલા માટે મેં ઘણો ખર્ચ કર્યો છે. અમીરે લાગ જોઈ મશ્કરીમાં કહ્યું કે ઉપરનો મજલો તો મેં જોયો પરંતુ તમે નિચલો મજલો કેમ ન બતાવ્યો? તે સ્ત્રી માર્મિક સમજી ગઇ જેથી તેણે જવાબ આપ્યો કે નીચેના માળથી તો આવ્યા છો. સ્ત્રીનું કથન સાંભળી અમીર ઘણોજ શરમાઇ ગયો.

## ૧૨૨. ભલો માણુસ અને મશ્કરો.

| | | |
|---|---|---|
| ભલો માણુસ | —આપનું નામ શું ? | મશ્કરો—પોટાસ. |
| ,, ,, | —આપની ઉમર ? | ,, —ઉન પચાસ. |
| ,, ,, | —છોકરાં કેટલાં ? | ,, —પચાસ. |
| ,, ,, | —મોટા છોકરાનું નામ ? | ,, —સુરદાસ. |
| ,, ,, | —આપનો અભ્યાસ કયાં સુધી ? | ,, —મીડીલ પાસ. |
| ,, ,, | —આપ કોના નોકર છો ? | ,, —દેવીડરાસ. |
| ,, ,, | —આપના ગળામાં શું છે ? | ,, —ચપરાસ. |
| ,, ,, | —આપનો દેશ ? | ,, —મદ્રાસ. |
| ,, ,, | —તમે શું ખાઓ છો ? | ,, —દાણા ને ઘાસ. |
| ,, ,, | —તમો શું પીણું પીઓ છો ? | ,, —દારૂના દશ. વીશ ગલાસ |

ભલો માણુસ સ્વગત બોલીને ચાલતો થયો કે તારૂં સત્યાનાશ જાય કે પોટાશ, ઉનપચાસ, પચાસ, દશવીશ ગલાસ વગેરે શબ્દો બકતાં થાકતોજ નથી !

## ૧૨૩. એને જોઇને આને ભૂલી ગયો છું ?

એક માણુસે કોઇને કહ્યું કે તારી સ્ત્રી બહુજ રૂપાળી છે ? ત્યારે તેણે જવાબ આપ્યો કે હું એમ સમજતો હતો, પણ જ્યારથી તમારી સ્ત્રીને મેં જોઇ છે ત્યારથી એને જોઇને તેને ભૂલી ગયો છું.

## ૧૨૪. લડાઇમાં જીત.

એક રાજાએ પોતાના શત્રુ ઉપર લડાઇ કરવા જતાં રળીઆ ગઢવીને પુછયું કે મારી જીત થશે કે હાર ? રળીઆ ગઢવીએ કહ્યું કે રણુભૂમીમાં કહીશ. રાજાએ રણુભૂમીમાં આવીને ફરીને પૂછયું ત્યારે

તેણે કહ્યું કે આપની જીત થશે. રાજાએ પૂછ્યું, તેં શા ઉપરથી જાણ્યું ? રળીયાએ કહ્યું, હજુર આપનો શત્રુ હાથીપર બેસીને આવ્યો છે. તેમનો હાથી તેના માથાપર ધૂળ નાંખીને અપશુકન સૂચવે છે. આ સાંભળી રાજા ખુશી થયો અને જીત થતાં રળીયા ગઢવીને ઘણી બક્ષીસ આપી.

## ૧૨૫ કૃતજ્ઞ અને કૃતઘ્ન.

એક દીવસે અકબર બાદશાહે બીરબલ પાસે બે માણસ માગ્યાં તેમાં એક એવો જોઇએ કે ઉપકારનો ઉપકાર ન માને તેવો અને બીજો મહાન અહેશાન માને તેવો. બાદશાહે કહ્યું, જો કાલ સવારે માણસો નહિ મળે તો તમને ફાંસી મળશે. બીરબલે બહુજ વિચાર કર્યો પરંતુ કોઈ માણસ ધ્યાનમાં આવ્યું નહિ. ત્યારે લાચારીથી વિચારમાં ગરકાવ થઇને સુઈ રહ્યો. બીરબલની પુત્રી બહુજ બુદ્ધિશાળી હતી તેણે તેના પીતાનો ચહેરો ઉદાસ જોઇને પુછ્યું, ત્યારે બીરબલે જે બીના હતી તે કહી. પુત્રીએ કહ્યું કે પિતાજી ! કાલ સવારમાંજ એવા માણસો શોધી આપીશ. આપ કોઈ રીતે ચીંતા કરશો નહિ ! બીરબલની પુત્રીએ એક જમાઇ અને એક કુતરાને લાવીને હાજર કર્યા. બીરબલ પોતાની પુત્રીની યુક્તિપર ખુશી થયો અને બાદશાહ પાસે તે બંનેને ઉભાં રાખ્યાં. બાદશાહે જયારે પુછ્યું કે તે બે માણસ ક્યાં છે ? ત્યારે બીરબલે કહ્યું કે કૃતજ્ઞ આ કુતરો રહ્યો, તે કૂતરો સદા માલિકનો ગુણ માને છે. ચાહે તેટલું કષ્ટ પડે પરંતુ તે કદી માલિકને તજી જતો નથી; અને કૃતઘ્ન તે આ જમાઇ. સાસુ સસરો હમેશાં જમાઇની ખાતર બરદાસ્ત કરવામાં હાજર રહે, પરંતુ કોઇ દીવસ તે તેના ગુણને માનતો નથી. હાંલ્લીમાંથી ખાય તેજ હાંલ્લીને કાણી કરનાર જમાઈ છે. બાદશાહ આ સાંભળીને ઘણોજ ખુશી થઈ કહ્યું કે ત્યારે કૃતઘ્નને ફાંસી દેવી જોઇએ ? બીરબલ તરત બોલી ઉઠયો

કે હજુર ! આપ પણ કોઇના જમાઇ તો હશોજને ? આ સાંભળી બાદશાહ ચૂપ થઈ ગયો.

## ૧૨૬ હાયવોયની હાયવોય.

એક વાણીઓ લોભને વશ થઇ આખો દીવસ વેપારમાંજ મચ્યો રહેતો. સવારથી દુકાને બેસે તે ચેક પહોર રાત જાય ત્યાંસુધી દીવસમાં એક ઘડી ખાવાની પણ ફુરસદ લેતો નહિં. રાત દીવસ કમાવાની ને કમાવાનીજ જંખના ! એક રાત્રે સ્વપ્નામાં એ વાણીઆએ ચાર આને ગજ કપડું કોઇને વેચાતી ફાડી આપવા માંડયું. તેના શરીર પર ઓઢેલી ચાદર હાથમાં લઇને ફાડવા જાય છે ત્યાં ચાદર ફાટવાના અવાજથી તેની સ્ત્રી જાગી ઉઠી અને બોલી આ શું કર્યું ? વાણીયો એકદમ ઉઠીને તેની સ્ત્રીને મારવા લાગ્યો અને બોલ્યો હરામજાદી ! દુકાનપર પણ પીછો છોડતી નથી ! પછી તેની સ્ત્રીએ તેને શુદ્ધિમાં લાવીને સ્વપ્નની હકીકત કહી. વાણીયાએ કમાણીની ધુનમાં નાહક ચાદર ફાડી નાંખી તે બાબત પાછી હાયવોય થઇ પડી.

## ૧૨૭ નિમાજ પઢતાં મસીદ કોટે વળગી.

અલ્હાબાદમાં એક ઇસ્પિતાલ હતી જેમાં સેંકડો દરદી રોજ આવ્યા કરતા હતા. તેમાં એક દરદીને હમેશાં તાવ આવતો હતો અને બીજાને તેના દાંતે દર્દ થયું હતું. તે બન્ને દરદીઓએ ડાક્ટર પાસે પોતપોતા દરદની હકીકત કહી. ડાક્ટરે તેઓની તપાસ કરી અને એક ઠેકાણે બેસવાની આજ્ઞા કરીને પોતે દવા તથા દાંત ઉખાડવાના હથીઆર લેવા અંદર ગયો. ડાક્ટર હથીઆર લઇને બહાર આવતાંજ કોઈ સાથે વાત કરવા લાગ્યો; તેવામાં જેને દાંતે દરદ થયું હતું તે દરદી દાંત ઉખેડવાનાં હથીઆર જોઇને સમજ્યો કે ડાક્ટર દવા ન કરતાં દાંત ઉખાડી નાંખવા ધારે છે તેથી ઝટ બીકનો માર્યો પોતાના

ઘરનો રસ્તો લીધો. જે દરદીને તાવ આવતો હતો તે તેજ જગોપર બેઠો હતો. ડાક્ટર સાહેબે એની પાસે જઇને એને કહ્યું કે મોં ઉઘાડ. તાવના દરદીએ જાણ્યું કે ડાક્ટર જીભ જોવા માગતા હશે! પણ ડાક્ટરે તો મોં ઉઘાડતાંજ એના બે દાંત તુરત ઉખાડી નાંખ્યા. તે ઘણોજ રોયો અને ગુસ્સે થયો પણ કોણ સાંભળે ?! કહેવત છે કે "નમાજ પઢતાં મસીદ કોટે વળગી" એ પ્રમાણે થયું.

## ૧૨૮ એકગણું દાન સહસ્ત્રગણું પુન્ય.

એકવાર બાદશાહે મસ્કરીમાં બીરબલના પગનાં પગરખાં ચોરી લીધાં. ચાલતી વખતે બીરબલ પોતાનાં પગરખાં ખોળવા લાગ્યો. તપાસ કરતાં ન મળ્યાં ત્યારે બાદશાહે કહ્યું, ઠીક ભાઇ! મારા તરફથી બીરબલને જુતાં આપો. બીરબલે કારણ સમજી લીધું અને નવીન પગરખાં પહેરતાં પહેરતાં આશિર્વાદ આપ્યો કે "એકગણું દાન સહસ્ત્રગણું પુણ્ય." બાદશાહ એ સાંભળી હસી પડયા.

## ૧૨૯ કાંઇ બેવકુફ નથી.

એક માણસ જ્યારે પાયખાને જતો હતો ત્યારે હાથપાણી લેવાને માટે ફુટેલા વાસણમાં પાણી લઇ જતો હતો, જેથી મહામુશ્કેલીએ પાણી બચતું હતું અને હાથપાણી પુરી રીતે લઇ શકાતું નહોતું, જેથી એક દીવસ વિચાર થયો કે હાથપાણી પહેલું લઈ લઉં અને પાયખાને બેસું તો શી હરકત છે? બેવકુફે એમજ કર્યું. પાયખાને જઇ આવ્યા પછી ફરીથી હાથપાણી લેવાની જરૂર જણાઈ ત્યારે તેણે સડકપર આવીને જતા આવતા માણસો પાસે પાણી માગ્યું. એક માણસ પાણી લઇને જતો હતો તેણે તેને પાણી આપ્યું, અને પુછ્યું ભાઇ! તારી પાસે લોટો છે છતાં પાણી કેમ ન ભરી લીધું? બેવકુફે જવાબ આપ્યો, હું ઘેરથી પાણી લઇને નિકળ્યો હતો પણ

લોટો કાણો હોવાથી પાણી નીકળી જવાના ભયથી પહેલાંથી હાથ પાણી લઇ લીધા પછી પાયખાને ગયો. કાંઇ એવકુફ નથી ? ! !

## ૧૩૦ કળથી ચોરી પકડી.

એક ચોર ઘેટું ચોરીને જતો હતો. તેના રક્ષકોને ખબર પડવાથી તુરતજ તેની પાછળ બે જણ દોડયા, પાસે આવીને ચોરને તેમાંથી એકે પુછ્યું કે આ ઘેટાને કયાં લઈ જાય છે ? ચોરે કહ્યું કે એ ઘેટું નથી પણ કુતરો છે. તેથી પુછનાર ખસીઆણો પડી ઉભોજ રહ્યો. ચોરે જ્યારે આગળ ચાલવા માંડયું ત્યારે બીજા રક્ષકે પુછ્યું, ભાઇ ! તમે કુતરાંને ઉપાડયો છે ! અરરર ! કેવું હલકું કામ ! ચોરે પોતાના માથે ચોરી ન ચઢવાના ઇરાદે ભાન ગુમાવીને કહ્યું, કુતરો ક્યાં છે જુઓ તો ખરા ! ચોરે કપડું ઢાંકયું હતું તે લઇ લીધું કે ઘેટો ઓળખાઇ આવ્યો, ઝટ ચોરને એણે પકડયો કે પેલો પ્રથમનો રક્ષક પણ આવી પહોંચ્યો ને તે બંનેએ મળીને ઘેટો પોતાને કબજે કર્યો.

## ૧૩૧ જો ધન જાતા જાતિયે આધા દીજે બાટ.

એક ગુમાસ્તો પોતાના શેઠની ઉઘરાણીના રૂપિયા લઇને જતો હતો, રસ્તામાં રાત પડી જવાથી તે એક ધર્મશાળામાં રહ્યો, જ્યાં તે ધર્મશાળામાં લુંટારા લૂંટ કરવા આવ્યા, જેથી તે ગુમાસ્તે ધર્મશાળામાં ઉતરેલા વટેમાર્ગુઓને કહ્યું કે ભાઇઓ ! જો તમે લુંટારા સાથે લડીને મારા રૂપીઆ બચાવો તો તેમાંથી અર્ધા રૂપીઆ તમારા. છેવટે તે વટેમાર્ગુઓએ જેમ તેમ કરીને રૂપીઆ બચાવ્યા અને અડધા લઈ લીધા. બાકી રહેલા અર્ધા રૂપીઆ ગુમાસ્તે શેઠને આપ્યા અને ધર્મશાળામાં બનેલી હકીકત જણાવી દીધી. જેથી શેઠે પ્રસન્ન થઇને તેને એક શાલ જોટો બક્ષીસ કર્યો અને કહ્યું કે ધન્ય છે તારી બુદ્ધિને! ઘરડાઓ કહેતા આવ્યા છે કે "જો ધન જાતા જાનિયે આધા દીજે બાંટ."

## ૧૩૨. વાણીઓ અને સાધુ.

એક વાણીઓ બીજે ગામ જતો હતો, પણ ભૂલો પડવાથી રસ્તામાં તેને કોઈ માણસ નજરે ન પડયો પણ એક યોગી નજરે પડયો. વાણીએ દંડવત્ કરીને સાધુને પુછ્યું: યોગીરાજ! કયાંથી પધારો છો અને કયાં સિધાવશો? જોગીએ જવાબ આપ્યો: પ્યારે! હીંગળાજ, જવાળામુખી, હરદ્વાર અને કુરૂક્ષેત્ર વગેરેની જાત્રા કરીને આવું છું અને કાશી થઈ ગંગા ગોદાવરીનો મેળો કરી શેતુબન્ધ રામેશ્વર જઈશ. વાણીયાએ કહ્યું: મહારાજ! જો ક્રોધ ન કરો તો એક વાત પુછું. યોગીએ કહ્યું: બાબા ખુશીથી પુછ! વાણીએ કહ્યું. મહારાજ અમે ગૃહસ્થાશ્રમી જો દેશ પરદેશ ફરીએ તો કાંઈ દોષ નહિ પણ આપ સાધુ થઈને ભટકી ભટકીને ભસ્મ કેમ ગુમાવો છો? એક ઠેકાણે બેસીને ભગવાનનું ભજન કેમ કરતા નથી? જોગીએ કહ્યું; શું તમે આ દુહો નથી સાંભળ્યો કે:—

દુહો.

વહેતું પાણી નિર્મળું, બાંધ્યું ગંદું હોય;
સાધુ જન રમતા ભલા, ડાઘ ન લાગે કોય.

## ૧૩૩. મત વિવાદ.

કોઈ તીર્થની પાસે એક મઠમાં કેટલાએક ઉદાસી, રામાવત, નીમાવત, નાનકપન્થી, દાદુપન્થી, સંન્યાસી વગેરે બેઠા હતા. તેઓ અન્યો અન્યમાં વિવાદ કરી રહ્યા હતા પણ કોઈ કોઈની વાત માનતું નહોતું અને સર્વે પોતપોતાની મતની બડાઈ કરતા હતા. છેવટે અન્યો અન્યમાં લડાઈ ઉભી થઈ અને તુંબડાં ખપ્પર સામ સામે ઉડયાં. એટલામાં એક અવધુત બોલ્યો. સાધુઓ! કેમ લડી મરો છો? આ દુહાના અર્થને તો સમજો.

### દુહો.

ઘટ ઘટમેં મુરત વહી, સાધો નહિ વિવેક;
જૈસી કુટી આરશી, ખંડ ખંડ મુખ એક.

## ૧૩૪. મહા કંજુસ.

એક માણુસ એવો કંજુસ હતો કે કોઈ દીવસ કુતરાને પણ કકડો રોટલો નાખતો નહોતો, તો કોઈ પણ અભ્યાગતને ખવરાવવાની તો વાતજ શી કરવી? એક દીવસે કોઈ કળાવંત ભૂલ્યો ભટકયો એને ત્યાં જઈ પહોંચ્યો. તેણે એ કંજુસને અમીર જાણી પોતાનો તંબુરો મેળવી અચ્છી રીતથી ગાયન કર્યું. કંજુસે ગાયનથી ખુશ થઈ તેનાં સારાં વખાણુ કર્યાં. પછી રસોઇએ આવી કહ્યુંઃ સાહેબ! રસોઈ તૈયાર છે. કંજુસે કહ્યું, મારૂં માથું ફરે છે, હમણાં ધીરજ પકડ. એક ઉંઘ લીધા પછી જમવા આવીશ. આમ કહી મ્હોં ઉપર કપડું ઢાંકી સુઈ ગયો. કળાવંત પણ ત્યાંથી ન જતાં ખાટલા તળે સુઈ ગયો. થોડીવાર પછી કંજુસે પોતાના નોકરને પૂછ્યું; કેમ પેલો જંજાળ ગયો કે? ગવૈયાએ ઉઠીને જવાબ આપ્યો કે એ જંજાળ તો કરમમાં લાગો છે કે ખાધા વિના તે કયાં જાય તેમ છે? કંજુસ આથી શરમાઈ ગયો અને ગવૈયાને ખવરાવી ઇનામ આપી વિદાય કર્યો.

## ૧૩૫ કચેરી.

એક ન્યાયાધિશ અને એક શીરસ્તેદાર એક ટેબલની સામસામા બેઠા હતા, અને તેમની પાસે ચપરાસીઓ હતા.

ન્યાયાધિશ—( શીરસ્તેદારને કહે છે ) આજ કેટલા મુકદ્દમા છે? શીરસ્તેદારે કહ્યું કે દશ મુકદ્દમા છે. ન્યાયાધિશે કહ્યું, ત્યારે આજે પેલો ફોજદારી કેસ એકજ બસ છે. પછી ચપરાસીને હુકમ કર્યો કે બોલાવો પેલા અપરાધી જબરખાંને અને તેના સામા પક્ષવાળાઓને એટલે

તેઓ વકીલ સાથે હાજર થયા. કેસની તપાસની અંતે ફેંસલો આપતાં જણાવ્યું કે જબરખાંની ઘોડીની હદ્દફેટમાં આવતાં કુબેરદાસની સ્ત્રીનો ગર્ભ પડી ગયો જેથી તે માણુસ ગુન્હેગાર ઠરે છે, તેથી કુબેરદાસની ઓરત જબરખાંને એટલા કારણુસર સોંપવામાં આવે છે કે તે સ્ત્રીનો ગર્ભ હતો તેવો ધારણ કરાવી આપવો. આ ફેંસલો સાંભળીને કુબેરદાસ તો મરણ તુલ્યજ થઈ ગયો. ઘણી આજીજી કરી પણ ફોકટ. છેવટે કુબેરદાસે ઉપલી કોર્ટમાં અપીલ કરીને ન્યાય મેળવ્યો. અને સદરહુ ન્યાયાધિશ હાંસીને પાત્ર થઈ નોકરીથી દુર થયો. આ પ્રમાણે આવા બીનઅનુભવી જુવાનીઆ ન્યાયાધિશો ઘણીવાર સત્યાનાશ વાળે છે.

## ૧૩૬. આતે એક નામ કે આખો કક્કો.

એક માણુસે એક સાધુને પુછ્યું કે મહારાજ! આપનું નામ શું ? આ અલ્પમાં અલ્પ જીવનું વળી નામ શું ! તે માણસે કહ્યું: મહારાજ ! વાહ ! એતો આપની સાધુતા છે કે લઘુતા બતાવવી, પણ આપે કાંઈ નામ ધારણ કર્યું હશે ને ? સાધુએ કહ્યું-હા, રામજીના પ્રતાપથી, હનુમાનજીના પ્રતાપથી, શંકરના પ્રતાપથી, ગણેશના પ્રતાપથી, નૃસિંહના પ્રતાપથી એક નહિ જેવું સ્હેજસાજ નામ ધારણ કર્યું છે. તે માણસે કહ્યું, મહારાજ ! કૃપા કરીને સેવકને આપનું નામ સંભળાવશો. સાધુએ કહ્યું, "ગુરૂચરણ સરોરજરજ ધુરી રામદાસજી" તે માણુસે કહ્યું કે તોબા ભગવાન ! આતે નામ છે કે આખો કક્કો.

## ૧૩૭. હા બેટા.

એક અમીરને ત્યાં હજારો મનુષ્યોની મીજલસમાં અલીજાન નામે એક ગુણુકા ખૂબ ઠાઠમાઠ સાથે નાચી રહી હતી. તે મીજલસમાં એક મશ્કરો હતો તેણે પોતાની મશ્કરીપણાની ખૂબી બતાવવા માટે અલીજાન રંડીને મશ્કરીપુર્વક કહ્યું કે બીબી! પગનો શો બહાર છે !

તે બીબીને કહેવાની મતલબ એવી હતી કે તું મારી સ્ત્રી. અલીજાને એ રહસ્ય સમજીને કહ્યું, હા બેટા. મારા પગનો બહાર તો તુંજ જાણે. (તું મારા પગમાંથી ઉત્પન્ન થયો.) એટલે મશ્કરો તો હજારો માણસોની મેદનીમાં ચુપજ થઈ ગયો !!!

## ૧૩૮. મીસરીની મહોકાણ.

એક કંદોઇને ત્યાં મીઠાઇનો બહોળો વેપાર ચાલતો હતો તેથી નોકર ચાકર અને ઘરનાં માણુસો પણ કામે લાગતાં હતાં, દુકાનદારનું નામ હલવો અને તેની બ્હેનનું નામ મીસરી હતું. કોઇ માણુસ તે દુકાને મીસરી લેવા માટે આવ્યો. તે માણુસને ખબર નહોતી કે દુકાનદારની બ્હેનનું નામ મીસરી છે. તેણે કહ્યું; આ પૈસા લ્યો અને મીસરી આપો! દુકાનદાર સમજ્યો કે આ માણુસ મશ્કરી કરે છે તેથી તેણે કહ્યું કે ચાલ્યો જા નહિતર માર ખાઇશ. તે માણુસે કહ્યું, ભાઇ! મીસરી આપને, પૈસા આપું છું પછી શું છે? દુકાનદારે કહ્યું; મીસરીનું નામ દીધું તો માર ખાઇશ. તેણે કહ્યું કે તમારી મીસરી સારી છે તેથી માગું છું. આ વાતથી તો દુકાનદાર ઉશ્કેરાઈ જઇને મારવા દોડયો. ખરીદનાર પણુ તેના ઉપર ઉશ્કેરાઈ જઇને બન્ને લડવા લાગ્યા, જેથી રસ્તામાં જતા માણસો એકઠા થયા. પોલીસ આવતાં તે બન્નેને સમજાવી છુટા કર્યા. છેવટે કારણ જાહેર થયું ત્યારે મીસરીની મહોકાણનો ખુલાસો થયો. આજકાલ દુકાનદારોપર સ્ત્રીઓ વેપાર કરતી નજરે પડે છે ત્યાં પણ આવાને આવા ફજેતાના ફારકા થાય છે.

## ૧૩૯. ચીઠ્ઠી પાઇ દીધી.

એક મીયાંને એકાએક બીમારી થઈ આવતાં તેના ઘરનાં તમામ માણસો ગભરાઈ ગયાં. મીયાંનો એક મોટો છોકરો હતો તેને તેના

સગા સંબંધીઓને હકીમ પાસે દવા લેવા મોકલ્યો. હકીમ વૈદુ કરવાના કામમાં ઘણાજ હોંશિયાર હતા જેથી દવા લેવા માટે ઘણા લોકો એકઠા થયા હતા, મીયાંના દીકરાએ આવીને જણાવ્યું કે મારા બાપને એકદમ પ્લેગ થયો છે માટે એકદમ દવા આપો? આ છોકરાના એકદમ કહેવાથી હકીમે ગભરાઇને એક કાગળમાં દવાઓ લખી આપી અને કાગળ તે છોકરાને આપીને કહ્યું કે, આને ઘસીને એકદમ પાઇ દો. અને પાઈ દો એટલે હકીમે ચીઠીમાં જે દવા લખી છે તે દવા પાવાનું લખ્યું હતું પરંતુ છોકરો તો જુદુંજ સમજ્યો. મીયાંનો છોકરો ઘેર પહોંચ્યો કે ઘરના માણસોએ પુછ્યું કે દવા કયાં છે? છોકરે જવાબ આપ્યો, ગભરાઓ નહિ, છે છે, છાના રહો આપું છું. છોકરાએ ઘરમાં જઇ કાગળનો કટકો ખીસામાંથી કાઢી તેને બારીક ખરલ કરી મીયાંને એકદમ પાઈ દીધો. પરમેશ્વરની ઇચ્છાથી કાગળનો ટુકડા પાયા પછી બે કલાકે મીયાંને તાવ ઉતરવા માંડયો અને થોડા વખત પછી ગાંઠ પણ જરા બેસી જવા લાગી. જ્યારે રાત્રે મીયાંને તપાસવા વૈદ આવ્યા ત્યારે મીયાંની તબીયત ઠીક દેખાવાથી અને પોતાની દવાએ સારી અસર કરી તેથી હકીમ ઘણા ખુશી થયા. તેમજ મીયાંના સગાસંબંધીઓતે પણ ખુશી બતાવીને હકીમનો આભાર માન્યો તથા તેમનાં વખાણ કર્યાં. કાગળનો કડકો તો એક વખત પાઇ દીધો હતો પણ ફરીવાર દવા આપવાને માટે તેવો ટુકડો નહોતો જેથી મીયાંના દીકરાએ કહ્યું કે હકીમ સાહેબ! દવા નથી તો દવા આપશો કે? હકીમે કહ્યું ફરી બનાવી લ્યો? મીયાંના છોકરાએ કહ્યું કે ખબર વિના કેવી રીતે બનાવી લઉં. હકીમે કહ્યું, તે ચીઠ્ઠી કયાં ગઇ? મીયાંને છોકરે જવાબ આપ્યો કે આને એકદમ પાઇ દો એ મુજબ મેં પાઈ દીધી. ત્યારેજ તો આમ આરામ જણાય છે. હકીમ સાંભળતાં શરમીંદો થઇ ગયો.

## ૧૪૦. એક વટલેલા મુસલમાને આખી નાતને શુદ્ધ થવા માટે કલમો પઢાવ્યો.

એક ભંગીયણુ સાથે એક મુસલમાનને દોસ્તી હોવાથી તે ભંગીયણુને ઘેર દરરોજ તે જતો હતો અને તેની સાથે ખાવા પીવાનો પણ સંબંધ રાખ્યો હતો એ વાતની ખબર મુસલમાનની નાતમાં પડતાં બધા તેને ભંગી ભંગી કહી ચીડવવા લાગ્યા અને નાત બહાર મુકી દીધો. એ મુસલમાને વિચાર કર્યો કે બધા નાતીલાઓ મને ભંગી ભંગી કહીને ચીડવે છે તો કોઇ પ્રકારે વેર લેવું. એવો વિચાર કરીને તેણે ન્યાતવાળાઓને એકઠા કર્યા અને મુખ્ય મુખ્ય જે હતા તેને ઘણીજ વિનંતિ કરીને નાતમાં આવવા માગણી કરી. મુખી લોકોએ ફરી કલમો પઢાવીને તથા એક જમણ લઇને તેને નાતમાં લીધો. સૌ નાતવાળા તે મુસલમાન ભેગા બેસીને જમ્યા. થોડા દીવસ પછી મીયાંએ પાછો ભંગીયણુ સાથે સંબંધ ચાલુ રાખ્યો અને તેને ત્યાં જવા આવવા માંડયું તથા તેની સાથે ખાવા પીવા પણ માંડયું. આ વાતની મુસલમાનની નાતમાં જ્યારે ખબર પડી ત્યારે મુસલમાનો તેને ભંગી ભંગી કહી ચીડાવા લાગ્યા અને તેને નાત બહાર મુકી દીધો. એટલે તેણે મુસલમાનોને કહ્યું કે જો હું ખાવાથી ભંગી થયો છું તો તમે પણ મારી સાથે ભંગી થયા છો. સામાવાળાએ કહ્યું કે તું ફરી કલમો પઢીને મુસલમાન થયો હતોને ? તેણે કહ્યું, હું ધર્મની લાગણીને ખાતરજ. જો હું મારા અંતઃકરણથી કલમો પઢયો હોત તો કદી હું ભંગીયણુ સાથે પ્રેમ ન રાખત પણ કેવળ બદલો લેવાજ કલમો પઢયો હતો. માટે તમે પણ ભંગીયા છો. જો હવે મુસલમાન થવું હોય તો ફરી કલમો પઢો. આ પ્રમાણે સૌએ કબુલ કર્યાથી ફરી કલમો પઢયા.

## ૧૪૧. પોતાનું લોહીજ પોતાનો દુશ્મન છે.

એક શીકારી આખો દીવસ જંગલમાં રખડયો, પરંતુ તેને હાથ શીકાર આવ્યો નહિ, પણ રાત પડતાં એક રીંછ તેના જોવામાં આવ્યું. શિકારીએ એકદમ રીંછપર ધસીને સજ્જડ ઘા કર્યો. રીંછ ઘા લાગતાની સાથે છટકી ગયું અને જંગલમાં નાશવા માંડયું. તે ઝાડની ઘટામાં થોડે દુર જતાંજ દેખાતું બંધ થયું. શિકારીએ પાછળ પડીને ઘણીએ શોધ કરી પણ તે રીંછનો પત્તો લાગ્યો નહિ. એટલે શિકારી નિરાશ થઇ આખી રાત તે જગોએ એમને એમ સુઇ રહ્યો. જ્યારે સવાર થઇ અને જે જગોએ રીંછ પર ઘા કર્યો હતો તે જગાએ તપાસ કરતાં જમીન પર લોહી પડેલું દીઠું. આ લોહીને આધારે તપાસ કરતાં એક ગુફામાં રીંછને ઘાયલ પડેલું જોયું. તેને જોતાંજ શિકારીએ એક બાણ એવા જોરથી માર્યું કે લાગતાંની સાથેજ રીંછના પ્રાણ નીકળી ગયા. મરતાં મરતાં રીંછ બોલ્યું કે, પોતાનું લોહીજ પોતાનો દુશ્મન છે. બીજું દૃષ્ટાંત કે કુહાડામાં હાથો તે લાકડું છે, લાકડું લાકડાનું ખૂન છે, જો ખૂન દુશ્મન ન થયું હોત, એટલે દુશ્મન કુહાડાને હાથો ન મળ્યો હોત તો વન ન કપાત. આ દૃષ્ટાંત પણ "પોતાનું લોહીજ પોતાનો દુશ્મન છે" એ સિદ્ધ થાય છે. ત્રીજું દૃષ્ટાંત જ્યારે પોતાના શરીરનું લોહી બગડે છે ત્યારેજ શરીરનો નાશ થાય છે. આ દૃષ્ટાંત પણ " પોતાનું લોહીજ પોતાનો દુશ્મન છે." એમ સિદ્ધ થાય છે.

## ૧૪૨. હું પરણી રહ્યો.

એક ગરીબ બ્રાહ્મણને લગ્ન કરવાની ઘણી હોંશ હોવાથી તે પોતાના સગાને રોજ કહેતો હતો. આ વાતની ખબર તેના મહેલ્લામાં પડતાં મહેલ્લાના માણસો પણ તે બ્રાહ્મણની લગ્ન માટે મશ્કરી

કરવા લાગ્યા. તે બીચારો સૌને હાથ જોડીને કહેતો કે આપ લોકોની કૃપા હશે તોજ લગ્ન થશે! થોડા દીવસ પછી તે બ્રાહ્મણનું નજદીકના ગામમાં તેની નાતવાળાની કન્યા સાથે સગપણ થયું, એટલે બ્રાહ્મણ કન્યા જોવા અધીરો થઇ રહ્યો; જેથી તે પોતાના સાસરે જવા માટે નીકળ્યો. ચાલતાં ચાલતાં તે થાકને લીધે એક કુવાના કાંઠાપર સૂઇ ગયો. ત્યાં તેને એક સ્વપ્ન આવ્યું. તે સ્વપ્નમાં જોવા લાગ્યો કે, લગ્ન થઇ ચૂક્યું અને રાતે સ્ત્રી ભેગો સુતો છું તેથી સ્ત્રી પરસેવાથી ભીંજાઇને કહેવા લાગી કે જરા આઘા ખસો? આ બીચારો નવીન પરણેતરના કહેવાથી જરા ખસવા જાય છે કે ધબ દઇને કુવામાં પડયો. બપોરનો વખત હતો તેથી માણસો ખેતરમાંથી દોડતાં આવ્યાં, અને બ્રાહ્મણને કુવામાંથી કાઢયો. તેને સૌ પુછવા લાગ્યા કે તું કુવામાં કેમ કરીને પડી ગયો? બ્રાહ્મણ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના સીધો રસ્તો માપીને ઘેર પાછો આવ્યો જ્યારે એના સસરા તરફથી લગ્ન દિવસ નકી થઇને આવ્યો ત્યારે તેણે કહ્યું કે મારે જહાનમમાં નથી પડવું. સ્વપ્નામાં લગ્ન કરવાથી કુવામાં પડયો હતો. અને સાચું લગ્ન કરવાથી ખબર નથી પડતી કે કયાં જઇને પડું! તેટલા માટે મારે લગ્ન નથી કરવાં! હું પરણી રહ્યો!!

## ૧૪૩. દીલ્લીના શોખીન.

દિલ્લી શહેરમાં દરેક માણસને ખાવાનો તથા પહેરવાનો ઘણો શોખ હતો. જો કે તેઓની પાસે પૈસા નહોતા તો પણ જેમ તેમ કરીને તેઓ પોતાની મનેચ્છા ઘણા દરજ્જે પુરી પાડતો હતો. ત્યાંના લોક હાથની કારીગરીથી દરરોજ આઠ આના પેદા કરતા હતા પણ સાંજ પડતી અને કારખાનામાંથી છુટા થઇને બજારમાં નિકળતા ત્યારે કોઇ પણ માણસ કમ માલુમ પડતો નહોતો. હરેકના પગમાં ભરેલાં પગરખાં, જામદાનીનાં અંગરખાં અને છ રૂપીયાની ટોપી માથે મુકેલી

નજરે પડે છે. આ ઉપરાંત બદનપર પહેરેલાં કપડાં તંગ રહેવાને માટે દીલ્લીવાળાઓ ભુજદંડ પર ભુજબંધ બાંધે છે. કોઈ કોઇ મુદગર ફેરવે છે કે જેથી પહેરેલાં કપડાં વધારે તંગ થાય. દિલ્લીની કહેવત મશહુર છે કે "દીલ્લી હૈ દીલવાલી મુહ ચીકના પેટ ખાલી" આ બાહેનું એક દ્રષ્ટાંત નીચે આપવામાં આવે છેઃ–અનોખાલાલ કરીને એક માણુસ જુગારમાં સો રૂપીઆ જીત્યો હતો, તેજ વખતે તે એક કાપડીયાની દુકાન પર જઇને ઉંચી જામદાની અને બીજાં કપડાં મળીને ૫૦ રૂપીઆનાં લીધાં. તે પ્રખ્યાતમાં પ્રખ્યાત દરજીને ત્યાં ગયો અને પચીશ રૂપીઆ તથા કપડાં આપીને કહ્યું કે તું એવી રીતનાં કપડાં શીવ કે મારા શરીરની તમામ જગોએ કપડાં ચોટયાં રહે. એમાં કંઇ ફરક રહેશે તો કપડાંના પૈસા ભરી લઇશ તથા દીવાળીના મેળાની નુકસાની તારા પાસેથી ભરી લઇશ. દરજીએ જવાબ આપ્યો કે આપ બેસી જાઓ એટલે આપના બદનપર શીવી આપું! તે બેસી ગયો એટલે દરજીએ તેના બદન પર કપડાં શીવી દીધાં. તે પોતાની મરજી માફક કપડાં પહેરીને તે દીવાળીની રોશની જોવા ગયો. રસ્તે ચાલતાં ચાલતાં તે પોતાનાં કપડાં જોઇને ખુશી થતો હતો. એક બે દીવસમાં દીવાળીનો મેળો ખલાસ થયો. કપડાં રાતદીવસ પહેરેલાંજ રહેવાથી મેલાં થઈ ગયાં અને વળીઆ પડી ગયા ત્યારે ધોબીને ત્યાં ગયો, અને કહ્યું કે ભાઈ! મારાં કપડાં ધોઇ આપ ? ધોબીએ કહ્યું કે કપડાં ઉતારો તો ધોઇ આપું. તેણે કહ્યું કે તારે જોઇએ તે મજુરી લે પરંતુ બદનપરજ શીવડાવ્યાં છે તો બદનપરજ ધોઇ આપ? ધોબી તેને સાથે લઇને ઘાટ પર ગયો અને તેના બદનપર આર વિગેરે લગાવીને તેને તડકે સુવાડયો. એ અરસામાં બાદશાહની સ્વારી એ રસ્તે થઇને નીકળી. આવી હાલતમાં તેને પડેલો જોઇને બાદશાહે પૂછ્યું કે આ માણુસ કોણુ છે, અને શા કારણે તેને આવી

તકલીફ આપવામાં આવે છે ? ધોબીએ હાથ જોડીને કહ્યું, જહાંપનાહ ! આ શોખીન હોવાથી તેણે બદન પરજ કપડાં શીવડાવ્યાં છે અને હવે કપડાં મેલાં થવાથી બદનપરજ ધોવરાવે છે. બાદશાહે હુકમ આપ્યો કે આ માણસને તેનાં કપડાં ધોઈ આપીને દરબારમાં લાવજો. બાદશાહના હુકમ મુજબ ધોબીએ તેમ કર્યું. બાદશાહે તમામ વૃત્તાંત તેને મોઢેથી સાંભળ્યો અને હુકમ આપ્યો કે તેને ૫૦ જુતાં મારો. હુકમ થતાંજ તેનાપર ધડાધડ જુતાં પડવા માંડયાં. તેણે આ જુતાનું દુઃખ ન માનતાં ખુશી થઇને બાદશાહના પગે પડીને પાંચ રૂપીયા ભેટ કર્યા. બાદશાહે પૂછયું કે આ રૂપીયા શાના ? તેણે અરજ કરી કહ્યું હજુર ! દરજીએ કપડાં શીવડામણીના પચીશ રૂપીઆ લીધા, ધોબીએ ધોવરામણના દશ રૂપીઆ લીધા તો આપને કુંદીના પાંચ રૂપીઆ કમતી નથી. આ સાંભળી બાદશાહ હસ્યો અને તેની તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે આના જેવો શોખીન મારા જોવામાં હજી સુધી કોઇ આવ્યોજ નથી !

## ૧૪૪. બુરાં શું નથી કરી શકતા ?

કુસુમપુર ગામમાં શીવદીન નામનો એક આદમી રહેતો હતો. તેને સ્ત્રીપર એટલો બધો પ્રેમ હતો કે પોતાનું તનમન અને ધન તેનેજ અર્પણ કર્યું હતું; અને આખી દુનિયામાં પોતાની સ્ત્રીના બરાબર કોઇને પણ લેખતો નહોતો. એક જગોએ થોડાક બુદ્ધિશાળી લોકો ઇશ્વર ઇશ્વરની વાતો કરતા હતા. એ પ્રસંગે શીવદીન અને તેની સ્ત્રીની વાત નિકળી. કોઇ કહે કે એ સ્ત્રીપુરૂષ મહા અક્કલવાન છે અને કોઇ કહે કે મહામૂર્ખ છે. એમાંથી એક વૃધ્ધે કહ્યું કે ચાહે અક્કલમંદ હોય કે બેવકુફ હોય પરંતુ ગામની તમામ સ્ત્રીઓ શીવદીનની સ્ત્રીને જોઇને પોતપોતાના પતિને દબાવવાની કોશીશ કરે છે. જો આ શીવદીન ગામ-

માંથી જતો રહે તો સારૂં થાય. પણ એમ થવું મુશ્કેલ છે, કેમકે એના બાપદાદાના વખતથી જમીન અને મકાન આ ગામમાં છે. બીજાએ કહ્યું, એ બેવકુફને ગામમાંથી કાઢીને શું કરીશું? પણ એવો ઉપાય કરવો જોઇએ કે એ સ્ત્રી પુરૂષમાં કુસંપ પેદા થાય! ત્રીજાએ કહ્યું કે એમ થવું અસંભવીત છે. જ્યાં આટલો પ્રેમ ત્યાં કુસંપ કેવી રીતે થાય? બીજાએ કહ્યું, જ્યાં અક્કલમંદ હોય ત્યાં કુસંપ થતોજ નથી; પરંતુ બેવકુફ હોય ત્યાંજ કુસંપ થાય છે. હું સારી રીતે જાણું છું કે તે બંને બેવકુફ છે. આપ સૌ કહો તો હું એ બન્નેને લડાવું અને એટલે સુધી કુટ પડાવું કે જીવે ત્યાં સુધી એક એકનું નામ પણ ન લે. સૌએ હા કહી. તેણે જોશીનું રૂપ ધારણ કરીને સૌ માણસોના હાથ જોવા માંડયા. એથી ગામમાં તેની તારીફ થવા લાગી. આ તારીફ સાંભળીને શીવદીને પણ પોતાને ઘેર તેડાવ્યો અને પોતાનો હાથ બતાવી હકીકત પૂછવા લાગ્યો. જોષીએ સાચું જુઠું કાંઇક બડબડી આંગળીઓના વેઢા ગણીને કહ્યું, આ તમારી સ્ત્રીને કોઇ પણ પ્રકારે છોકરાં થનાર નથી કેમકે તે પૂર્વ જન્મની કુતરી છે. જો મારી વાતપર વિશ્વાસ ન આવતો હોય તો તમે રાત વખતે ઉંઘનું બહાનું કાઢી ચૂપચાપ પડયા રહેજો, અને પછી જોજો કે તે તમારી પીઠ ચાટે છે કે નહીં? જો ચાટે તો જરૂર જાણજો કે તે કુતરી છે, નહીં તો મારૂં જ્યોતિષ જુઠું જાણજો. પછી શીવદીનની સ્ત્રીએ જોશીને મેડા ઉપર બોલાવીને પોતાનો હાથ બતાવીને પૂછ્યું કે મારે છોકરો થશે કે નહિ? ત્યારે જોષીએ આંગળીઓના વેઢા ગણીને કહ્યું કે તમને છોકરો પ્રાપ્ત થાત પરંતુ તમારો ધણી પૂર્વ ભવમાં લુણનો બનેલો છે તેથી છોકરાં થવાં મુશ્કેલ છે. જો મારી વાતનો વિશ્વાસ ન આવતો હોય તો તું રાત્રે તારા પતિની પીઠ ચાટી જોજે. જો લુણની

ખારાશ માલુમ પડે તો મારી વાત સાચી માનજે, નહિ તો મારૂં જ્યોતિષ જુઠું જાણજે. આટલું કહીને તે રસ્તે પડયો. રાત પડી એટલે સ્ત્રી પુરૂષ બન્ને પોતપોતાની અજમાયશ માટે તૈયાર રહ્યાં. શીવદીને ખોટે ખોટી આંખો મીંચીને નસકોરાં બોલાવવા માંડયાં. સ્ત્રીએ નસકોરાં બોલતાં સાંભળીને જરૂર ઉંઘી ગયેલો માન્યો. તેણે હળવે રહીને પીઠ ચાટી કે તુરત શીવદીને ઉઠીને લાત મારીને કહ્યું કે સાલી કુતરી ! તારાજ પાપથી હું વાંઝીયો રહ્યો છું. સ્ત્રીએ પણ રોતાં પીટતાં કહ્યું કે તારા પાપથી હું છોકરા વિનાની રહી છું. આખર આ બેમાં એવો અણબનાવ થયો કે તેઓએ એક એકને તજી દીધાં. ભુંડા શું નથી કરી શકતા ? કહેવત છે કે " લગાવવાવાળા પાણીમાં પણ આગ લગાવે છે. "

## ૧૪૪. વિવાહની વરસી.

કોઇ પાદશાહે એક વિદ્વાનને બોલાવવા માણસ મોકલ્યો અને તેને જણાવ્યું કે જો આપને ફુરસદ ન હોય તો આપના કોઇ શિષ્યને મોકલજો. વિદ્વાને એક વિદ્યાર્થીને મોકલ્યો અને તેને કહ્યું કે બાદશાહની સાથે મધુરતાથી અને નમ્રતાથી વાત કરજે. જ્યારે રાજદરબારમાં તે વિદ્યાર્થી હાજર થયો ત્યારે બાદશાહે પૂછ્યું કે પાઠશાળામાં કઇ વસ્તુનું શિક્ષણ આપવામાં આવે છે ? વિદ્યાર્થીએ કહ્યું કે રેશમ, રૂ અને મખમલનું. બાદશાહે પૂછ્યું કે તમારે હાલ કયો પાઠ ચાલે છે ? વિદ્યાર્થીએ જવાબ આપ્યો કે, લાડુ, પેંડા અને બરફીનો. બાદશાહે દરબારીને કહ્યું કે આ વિદ્યાર્થીમાં પાગલપણાનો રોગ માલુમ પડે છે માટે તેને એના ગુરૂ પાસે મોકલી આપો. વિદ્યાર્થી ગુરૂના પાસે પહોંચતાંજ તમામ હકીકત માલમ પડી તેથી વિદ્વાને પુછ્યું કે તું ત્યાં એવું કેમ બોલ્યો ? વિદ્યા-

ચીંએ જવાબ આપ્યો કે આપેજ ફરમાવ્યું હતું કે બાદશાહ પાસે મધુરતાથી વાતચિત કરજે તે માટે મેં રેશમ, રૂ અને મખમલથી નરમ લાડુ, પેંડા તથા બરફી. એનાથી મધુર બીજી કોઇ ચીજ નથી. વિદ્વાને કહ્યું, વાહ ! વીવાહની વરસી ઠીક કરી આવ્યો.

## ૧૪૫. હાજર જવાબી બીબી.

કોઇ મીયાં પોતાની બીબીને કહેવા લાગ્યો કે તું ઘણી વખત આરસીમાં જુએ છે એ સારૂ લાગતું નથી ? બીબીએ કહ્યું કે હું સારી રીતે જાણું છું કે એ આપને ઠીક નથી લાગતું; પરન્તુ દુનિયામાં આપજ એવા પુરૂષ નથી કે જેના માટે હું ચટાપટી બતાવું છું.

## ૧૪૬. આંખ એની મેળેજ ખૂલી જશે.

એક બુઢ્ઢાએ કોઇ હકીમ પાસે જઇને કહ્યું કે હકીમ સાહેબ ! મારા છોકરાની આંખોએ દીનપ્રતિદીન ઓછું માલુમ પડે છે. તમો એવી કંઇ દવા આપો કે તેની આંખોના પડદા ખૂલી જાય ! કારણ કે થોડા દિવસમાં તેનાં લગ્ન થવાનાં છે, તો પછી દવાની શી જરૂર છે ? પરમેશ્વર કરશે તો લગ્ન થશે અને ઘરમાં સ્ત્રી આવશે એટલે સંસારના ઝઘડાથી તે છોકરાની આંખો એની મેળેજ ખુલી જશે.

## ૧૪૭. આશક કવિની માશુકની આંખ પર કવિતા.

દીલ્લીમાં એક ઉર્દુ જાણુનાર કવિ હતો, તે એક નજીયા નામની ગુણકાની વાંકી તીરછી આંખ પર આશક થઇ ગયો. કવિએ તે સ્ત્રીની આંખ વિષે નીચે લખેલી વાંકી તીરછી કવિતા બનાવી:—

"જીસ તરફ તુને કીયા એક ઇશારા નજીયા,
નજીયા આહ તેરી ચશ્મકા મારા નજીયા."

આ કવિતામાં પહેલીવાર યોજાયેલ નજીયા શબ્દનો અર્થ જીવ વિનાનો. બીજીવાર યોજાયેલ નજીયા શબ્દનો અર્થ નજીયા સ્ત્રીને સંબોધન તરીકે. ત્રીજીવાર યોજાયેલ નજીયા શબ્દનો અર્થ નહિ જીવ્યો.

## ૧૪૮. ગુરૂથી વધારે ચેલો, ચેલાથી વધારે ગુરૂ.

ગુરૂએ ચેલાને કહ્યું કે બેટા! પઢો, પઢેલા હશો તો રાજા બનશો.

ચેલો—ગુરૂ! પડે મારો દુશ્મન. હું લુલો નથી તેમ આંધળો પણ નથી.

ગુરૂ—પડવાનું કોણ કહે છે ? પઢો, પઢો !

ચેલો—પઢે તો મેના પોપટ, હું તો ભલો ચંગો માણસ છું.

ગુરૂ—કાંઇ સમજ ? પઢવાથી માણુસ નોકરી ચાકરીને લાયક થાય છે. પઢશો નહિ તો પછી ઘાસ ખોદશો ?

ચેલો—નોકરી ચાકરી તે કયાં છે ! આમ પણું ઘાસ ખોદવાનું છે અને તેમ પણ ઘાસ ખોદવાનું છે.

ગુરૂ—વાહ ! શું અક્કલ પહોંચે છે? ભણ્યા વિનાનો માણુસ મૂર્ખ ગણાય છે તો પછી મૂર્ખતાથી શો લાભ ? જે માણુસ ભણતો નથી તે નકામો અને હલકો ગણાય છે. તે ઘરબારનું, નાત જાતનું, વેપાર રોજગારનું કે કોઇ પણ કામ કરી શકતો નથી.

ચેલો—એની કાંઇ ચિંતા નહિ. ઘણાએ મીસ્ટરો ભણેલા ગણેલા બુટ, સ્ટોકીંગ, છત્રી ચસ્માની પતર ફાડતા તથા દફતરની ધુળ ચાટતા ફરે છે. કોઇ ખોટે પૈસે પણ તેમનો ભાવ પૂછતું નથી. આપ ભણેલા ગુરૂઓ નાહક હોંશીઆરીનું પરબ બનાવી બેઠા છો.

ગુરૂ—તું નહિ ભણે તો હમેશા બેવકુફજ રહીશ ?

ચેલો—ભણવાનું હમણાં ગોખમાં મુકી છાંડો. પહેલાં હું થોડી આપની લાયકાતની પરીક્ષા લઇ જોઉં. બોલો આસમાન ચાલે છે કે જમીન ?

ગુરૂ—આસમાન. જ્યારે બે ચાર માઇલનું ચક્કર ફરીએ છીએ અને આસમાન તરફ જોઇએ છીએ તો આસમાન ચાલે છે.

ચેલો—નહિ, જમીન ચાલે છે. જ્યારે રેલવે ટ્રેનમાં બેસીએ છીએ અને જમીન તરફ જોઈએ છીએ ત્યારે તે એકદમ દોડતી માલમ પડે છે.

ગુરૂ—ભાઇ ! તું હોંશીઆર મળ્યો ! હું મારો રસ્તો લઉં છું. મહીને નાહકના બે રૂપીઆ આપવા અને મગજ સવારથી સાંજ સુધી ખાવો.

## ૧૪૯. માને બદલે બીબીને અમ્મા સલામ.

કોઇ નોકરીઆત પઠાણને શાદી ( લગ્ન ) થયા પછી તે દીવસેજ કાંઇ જરૂરના કામને લીધે તેને નોકરી પર હાજર થવા હુકમ આવવાથી તુરત નોકરી પર ગયો. થોડા દીવસ પછી તે પઠાણ રજા લઇને ઘેર આવ્યો. પઠાણ લગ્ન થયા પછી તુરત નોકરીએ ગયા હતા તેથી બીબીનું મોં પણ જોયું નહોતું, તેમ તેનું અંગ, કદ, હાથ પગ વિગેરે પણ જોયાં નહોતાં, એટલે તે બીબીને ઓળખી શકતો નહોતો. જેવો તે ઘરમાં પગ મુકવા જાય છે કે, ત્યાં પોતાની બીબી બેઠી હતી તેને કહ્યું કે અમ્મા સલામ. પઠાણની અમ્મા ઘરમાં હતી તેણે પોતાના દીકરાનો સાદ ઓળખ્યો. તુરત તે બોલી બેટા ! અમ્મા તો આ રહી ઘરમાં, એ તો તારી બીબી છે. પઠાણ લાજવાથી ગુસ્સે થઇ કહ્યું કે લાનત છે આવી સીપાહીગીરીને કે મા અને જોરની તમીજ ન રહી.

## ૧૫૦. મકાનનું ભાડું.

એક સ્ત્રી કુંચીઓનો ઝુમખો ઘાઘરાને નાડે ખોસીને જતી હતી. તેને કોઇ મશ્કરાએ કહ્યું કે આ કુંચીઓ કયાંની છે? સ્ત્રીએ કહ્યું કે ભાડાના મકાનોની છે. મશ્કરાએ કહ્યું કે કુંચીઓ જે મકાનના દરવાજા પર લટકી રહી છે તે મકાન કેટલા ભાડાથી આપશો? સ્ત્રીએ કહ્યું કે તારા જેવા બેઇમાનને હું મકાન શું ભાડે આપું? એકવાર નવ મહીના રહ્યો ત્યારે શું આપ્યું હતું? મશ્કરાથી જવાબ ન વાળી શકાયાથી શ્યામ મુખે ચાલતો થયો.

## ૧૫૧. સીધો હિસાબ.

કોઇ વાણીયાનાં લગ્ન થયાં કે તુરત ત્રણ મહીને તેની સ્ત્રીને પુત્ર આવ્યો. આ વાતની તેના મ્હોંફાટ મિત્રને ખબર પડવાથી તેણે કહ્યું કે કેમ દોસ્ત! કયાંઇ ત્રણ મહીનામાં છોકરૂ પેદા થાય કે? તને પરણે ત્રણ મહીના થયા એટલામાં ગર્ભ રહ્યો શું અને બચ્ચું જનમ્યું શું? આ સાંભળીને વાણીયાભાઇ શૂન્યમય તો થઇ ગયા પણ વાત ઉડાવી દેવાને અને પોતાના ઉપર આવેલું કલંક દુર કરવાને તે કલમ ખડીઓ અને કાગળ લઇને હીસાબ કરવા બેસી ગયો. થોડીવાર રહીને કહ્યું કે સાંભળો? ત્રણ મહીના મારી સ્ત્રીને પરણે થયા અને ત્રણ મહીના મને પરણે થયા તથા ત્રણ મહીના છોકરો ગર્ભમાં રહ્યો, તે હીસાબે તો કુલ નવ મહીના થઇ રહે છે. બેવકુફ માણસો કાંઇ દુનિયામાં નથી પડયા!!!

## ૧૫૨. લાલાજીના હસિાબનું દુધ.

એક લાલાજી બજારમાંથી હમેશાં દુધ વેચાતું લાવતા હતા અને તે દુધ ઘરના માણસો વેંચી લેતા હતા. એક દીવસ લાલાજીનું દુધ

બીલાડી પી ગઈ, તેથી નાની છોકરીએ વહાલથી કહ્યું કે લાલાજી, લાલાજી ! તમારૂં દુધ તો બીલાડી પી ગઈ, તમે મારી માનું દૂધ પી લેજો.

## ૧૫૩. બહુજ મઝા છે.

બદમાશને જુતી લાતમાં, બંગાળીને મચ્છી ભાતમાં, ગરીબને ધનામની વાતમાં, વૈદને રોગ ઉત્પાતમાં, ચોરને અંધારી રાતમાં, શિકારીને પ્રાણી હિંસામાં, નકામાને મુલાકાતમાં, બડાઇખોરને પંચાતમાં અને મશ્કરાને લડાવવામાં બહુજ મઝા પડે છે.

## ૧૫૪. ખરાબી થાય છે.

દીલ લગાવવામાં, રકમ ઉડાવવામાં, વાયદા પર ન જવામાં, ગરીબને સતાવવામાં, મહેનત વિના ખાવામાં, નીતિ વી ના કમાવામાં, જમાનાથી ઉલટા થવામાં, આશક જલાવામાં, હિન્દુને ઉર્દુ પઢાવામાં અને વાત વાતમાં કસમ ખાવાથી ખરાબી થાય છે.

## ૧૫૫. બચ્ચાને ધમકી

પોતાના છોકરાને મા ધમકી આપતાં કહેવા લાગી કે અરે કેમ અમળાય છે ? તારે ગોદમાંથી પડી જવું છે કે શું ? ધાવતો નથી અને રૂવે છે ? ક્યાં ગયો બાવો ? અરે બાવા, છોકરાના કાન કાપી લે ! તે દૂધ પીતો નથી અને રોવે છે. આ પ્રમાણે તેની મા કહેતી હતી ત્યાં બાપ બોલ્યો; રહેવા દ્યો એને, એ દુધ ન પીયે તો લાવો હું બધું ધાવણ ધાવી જઉં ? હવે એને ધવરાવીશ માં ! આમ કહી પોતાની સ્રીનું સ્તન મોંમાં લઇ લીધું. વાહ અચ્છી ધમકી આપી !

## ૧૫૬. મૂર્ખ સાક્ષી.

સાક્ષી માટે એક મૂર્ખને અદાલતમાં બોલાવામાં આવ્યો. સામા પક્ષના વકીલે કહ્યું; જો તેં આંખથી કાંઇ જોયું હોય તો સાચે સાચું બતાવજે. મૂર્ખે કહ્યું, સારૂ સરકાર ! વકીલે કહ્યું, તમારૂં નામ શું ?

આ સાંભળી તે કાંઈ બોલ્યો નહિ. વકીલે ચીડવાઇને કહ્યું: તમારૂં નામ શું છે? મૂર્ખે કહ્યું: મેં મારૂં નામ સાંભળ્યું છે પણ જોયું નથી.

## ૧૫૭. ઝટપટખાં.

એક માણસનું નામ બામુસમ્મી ઝટપટખાં હતું. એક દીવસે તેને ઝાડાની ઘણીજ હાજત થવાથી પાયજામાનું નાકું છોડવું ભુલી ગયો અને એમને એમ ઝાડે ફરવા બેઠો. ઝાડે બેઠા પછી ભાન આવ્યું ત્યારે તેણે નક્કી કર્યું કે મારૂં નામ તેવો ગુણ પ્રકાશ પામ્યો. વાહ ! આ પણ મારી ઠીક કરામત.

## ૧૫૮. સિપાહીની બહાદુરી.

એક પલટણના જનરલે લડાઇમાં જીત મેળવ્યા પછી પોતાની પલટણના સિપાહીને કહ્યું કે મેં દુશ્મનના એક સિપાહીનો પગ કાપી લીધો. આના જવાબમાં જનરલે કહ્યું કે પગ કાપવાથી શો ફાયદો, પણ માથું કેમ ના કાપી લીધું? સિપાહી બોલી ઉઠયો કે એનું માથું તો પહેલાંથીજ કાપેલું પડ્યું હતું.

## ૧૫૯. અફીણી.

એક અફીણી નિશામાં ચકચૂર થઇ આંખો બંધ કરી પડયો હતો, તેવામાં કુતરે આવી તેનું મોં ચાટવા માંડયું. અફીણી કુતરાના મોંપર હાથ ફેરવી કહેવા લાગ્યો: પ્યારી! આજ કાનોમાં વાળીઓ નથી પહેરી? પછી નાકપર હાથ ફેરવી કહેવા લાગ્યો: નાકમાં કાંટો પણ નથી પહેર્યો? અફીણીની સ્ત્રી એક ખૂણામાં ખાવાનું બનાવતી હતી તેણે આ તમાસો દીઠો. થોડી વારમાં કુતરો મોં ચાટી ચાલતો થયો. સ્ત્રીએ કહ્યું: શું કહો છો? કોને કહો છો? અફીણીએ કહ્યું:

વાહ પ્યારી ! તારી ચાલાકીપર વારી જાઉં ! હમણાં અહિં હતી અને આટલીવારમાં ત્યાં જઈ પહોંચી ?

## ૧૬૦. વાહરે અક્કલ.

એક સાહેબ રેલવે ટ્રેનમાં બેસી બહારગામ જતા હતા, એટલામાં ટ્રેન પુલ તળે થઇને પસાર થઈ; તેથી સાહેબ મહેરબાને પોતાનું માથું નમાવ્યું. લોકોએ પૂછ્યું: શા માટે માથું નમાવ્યું ? ભાઈ સાહેબે જવાબ આપ્યો કે વખત છે કે પુલ માથામાં લાગી જાય, લોકોએ કહ્યું: વાહરે અક્કલ !

## ૧૬૧. મીરાસી અને મશ્કરો.

એક મીરાસી પોતાની ગર્ભવંતી સ્ત્રીને લઇને જતો હતો. રસ્તામાં પાંચ સાત સ્વછંદી માણસો ફરવા નિકળેલા તે તેને મળ્યા. તેમાંથી એકે પોતાના સોબતી પ્રત્યે મીરાસણના પેટની તરફ ઇશારો કરી કહ્યું કે શી ખૂબી છે કે પેટ ગોળ ફુટબોલ જેવું બન્યું છે ? આ સાંભળી મીરાસી બળી ગયો અને જવાબ આપ્યો કે હજુર ! કારીગર મોજુદ છે. બનાવવું હોય તો આપ પણ બનાવી લેશો. એક રાતમાં આથી સરસ ન બનાવી આપું તો મજુરી બીલકુલ ન આપશો. આ સાંભળી મશ્કરાથી એક સવાલ પણ ફરી ન બોલી શકાયો.

## ૧૬૨. નિમાજથી તોબા !

એક મોલવી સાહેબ કાર્ય પ્રસંગે મેવાત ગયા હતા, તેમની પાસે એક મેવાત આવતો હતો. મોલવીએ તેને ઘણા પ્રકારે સમજાવી ફોસલાવીને નિમાજ પઢવી શરૂ કરાવી. મેવાતીએ જે દિવસે નિમાજ શરૂ કરી કે તેજ દિવસે તેનો બળદ મરી ગયો. બીજે દિવસે બીજું

કાંઈ નુકસાન થયું. ત્રીજે દિવસે એથી વધારે આફત આવી. મેવાતીના બાપે હાથ જોડયા અને કહ્યું કે બેટા ! તું રોજ રોજ નવા નવા ઢોંગ ન આદર ? આ કામમાં ઘરનું સત્યાનાશ વળે છે. નિમાજ ઉલટી સુલટી શીખ્યો હઈશ માટે તે પઢવી મૂકી દે ? આથી મેવાતીએ નિમાજ પઢવી મૂકી દીધી. જ્યારે કોઇ કારણસર તેનો બાપ ઠપકો આપતો ત્યારે મેવાતી ગુસ્સે થઇને કહેતો કે " ભરૂં લોટા કરૂં વજુ, પઢુ નિમાજ, ખોદું ઘર." આ સાંભળી તેના ઘરનાં માણસો મેવાતીને મનાવવા અને ખુશામદ કરવા લાગી જાય અને કહે કે ભાઇ ! એવું કદી કરીશ નહિ, નહિ તો તમામ ઘર ઝટ સફા થઇ જશે. તારી નિમાજથી તો પ્રભુ તોબાહ !

## ૧૬૩ કાંઇ પણ ન ખાધું.

જેણે ઇશક કરીને સ્ત્રીનો માર ન ખાધો તેણે કાંઇ પણ ન ખાધું. જેણે સાક્ષી બનીને અદાલતમાં ખોટા સોગન ન ખાધા તેણે કાંઈ પણ ન ખાધું. જેણે માસ્તર થઇને નીશાળીઓની મીઠાઇ ન ખાધી તેણે કાંઇ પણ ન ખાધું. જેણે મુસલમાન થઇને વ્યાજની છુપી રકમ ન ખાધી તેણે કાંઇ પણ ન ખાધું. જેણે બુઢાપામાં લગ્ન કરી નવયુવાન સ્ત્રીની કમાઈ ન ખાધી તેણે કાંઈ પણ ન ખાધું. જેણે આશક થઈ માશુકની ગાળો ન ખાધી, તેણે કાંઈ પણ ન ખાધું. જેણે શરાબ પીઇને રસ્તાના માણસોનાં જુતાં ન ખાધાં તેણે કાંઈ પણ ન પીધું. જેણે ઉપદેશક થઈ મફતની રોટી ન ખાધી તેણે કાંઈ પણ ન ખાધું. જેણે ગરીબીમાં સૈયદ બનીને ખેરાત ન ખાધી તેણે કાંઇ પણ ન ખાધું. જેણે પટેલ થઇને સુકો રોટલો ન ખાધો તેણે કાંઈ પણ ન ખાધું. જેણે આંખના જોરથી આંખ લડાવી દીલપર ચોટ ન ખાધી તેણે કાંઇ પણ ન ખાધું.

## ૧૬૪. બંને બરાબર.

એક સ્ત્રીએ તેના ધણીને કહ્યું કે દુનિયામાં મારા બાપ પ્રત્યે અને તમારા પ્રત્યે જેટલી પ્રીતિ છે એટલી કોઈ પ્રત્યે નથી. ધણીએ કહ્યું ઠીક, ત્યારે મને વધારે ચાહે છે કે તારા બાપને? સ્ત્રીએ કહ્યું: મારે તો બંને બરાબર.

## ૧૬૫. ગામડીઓ.

એક ગામડીઓ પહેલવહેલોજ શહેરમાં આવ્યો હતો, તે જે જે ચીજ જોતો તે તે ચીજથી તેને નવાઇ લાગતી હતી. પાણી છાંટવાની ગાડી (બંબા) ને જોઇને તેના સોબતીને કહેવા લાગ્યો કે શેહેરના લોકો એમ કહે છે કે ગામડાના લોકની અક્કલ વખારમાં પણ શહેરીની અક્કલ તો જરા જુઓ? આ ગાડી ઘેર પહોંચશે ત્યારે શું એમાં એક બુંદ પણ પાણી રહેશે?!

## ૧૬૬. સરટીફીકેટ.

એક જંગલમાંથી શિયાળને સહીશિક્કાવાળો કાગળ મળી આવ્યો. શિયાળીઓ તે કાગળ લઇને તેની શિયાળણી પાસે આવીને કહેવા લાગ્યો કે મને સરકાર પરવાનો સહી શીક્કાવાળો મળ્યો છે જેથી આપણે જંગલમાં ફળ ફૂળાદિ કાંઈ પણ હરકત કે ડર વિના ખાઇશું તો આપણને કોઇ પણ મના કરી શકનાર નથી. શિયાળણીએ ઘણી ખુશીની સાથે તે કાગળ પોતાની બખોલમાં સાવચેતીથી રાખ્યો. એક દીવસ તે બન્ને કોઇ ખેતરમાં ફળફૂળાદિ ખાતાં હતાં તેવામાં એ ખેતરના માલિકે એની પુંઠે કુતરા દોડાવ્યા. ત્યારે શિયાળને શિયાળણીએ કહ્યું કે હવે આને કહેવાનો સમય છે કે અમારી પાસે સરકારી પરવાનો અને સહી શીક્કાવાળું સરટીફીકેટ છે. શિયાળીએ

કહ્યું કે "નાશવાનો સમય છે. આ માણસો બધા અભણ છે. તે સરકારી પરવાનાને શું જાણે ? આમ કહી તે બન્નેએ નાશી છુટી જીવ બચાવ્યો.

## ૧૬૭ મીયાં બીબી.

એક મીયાંએ નોકરી માટે પરદેશ જવા માંડયું ત્યારે તેની બીબી આંખોમાં આંસુ લાવી કહેવા લાગી કે દુનિયામાં મારૂં કોઇ નથી. એક તમે હતા તે પણ જાઓ છો. મારે નથી બાપ કે નથી બેટા કે નથી ભાઈ, અને ધણી કહું તો તમે છો, બાપ કહું તો તમે છો. બેટા કહું તો તમે છો, આમ કહેતાં કહેતાં તો બીબીને ઘણુંજ માઠું લાગ્યું અને ખુબ રોવા લાગી. મીયાંનું દીલ પણ ભરાઇ આવ્યું અને તે પણ બીબીને બાથમાં લઇને રોવા લાગ્યો. તે રોતો રોતો કહેવા લાગ્યો કે બીબી ! આ અભાગીઆના પણ એવાજ હાલ છે. મારે પણ આ દુનિયામાં કોઈ સગું કે સંબંધી નથી. બીબી કહું તો પણ તું છે. આટલું કહીને કમર બાંધી હતી તે છોડી નાંખી અને કહ્યું કે હવે વધારે તું રોઈશ નહિ, નહિ તો જવાવાળાને અબ ઘડીએ કાંઈક સંભળાવી દઇશ. શી ખૂબી !

## ૧૬૮. હિંદી ન જાણનાર યુરોપીયનની કારકીર્દી.

જજ સાહેબના બંગલાના કંપાઉન્ડમાં એક ગાય ઘુસી જવાથી સાહેબે તે ગાયને પકડવા પોલીસને કહ્યું, પણ ગાય તો ન પકડાતાં નાસી ગઇ. પોલિસ આડો અવળો રખડી પાછો આવ્યો. સાહેબે પૂછ્યું એ ગાય કોની છે ? સિપાહીએ કહ્યું સાહેબ ! એ ગાય ભટકી છે ( ભટકતી છે ) સાહેબ સમજ્યા કે ભટ કોઈ આદમીનું નામ હશે તેથી ભટના નામનો સમન કાઢવામાં આવ્યો. સમનવાળાએ ઘણીએ તપા-

સ કરી પણ ભટ નામનો માણુસ શહેરમાં મળ્યો નહિ; ત્યારે તેણે સાહેબની બીકને લીધે એક ભીખારીને ભટની જગોએ લાવી ઉભો કર્યો. ભીખારીએ ઘણુંએ કહ્યું કે હું ભટ નથી પરંતુ ભીખારી છું. મારે ગાય બાય કાંઈ નથી; પરંતુ જજસાહેબે એક અક્ષર પણ ન સાંભળ્યો, અને ભીખારીનો પાંચ રૂપીઆ દંડ કર્યો. ભીખારી પાસે દંડ ભરવા માટે પૈસા નહોતા તેથી શહેરના માણુસોએ ઉઘરાણું કરીને દંડ આપીને તેને મુક્ત કરાવ્યો. આવી રીતે કંઇક બાબતમાં હીંદી ભાષા ન જાણુનાર યુરોપીયનોથી હિંદુસ્તાનમાં લોકોને હાડમારી ભોગવવી પડે છે.

## ૧૬૯. ન્યુસપેપરનું લવાજમ.

શંભુદાસ નામના માણુસ ઉપર ન્યુસપેપરના અધિપતિએ લવાજમ વસુલ કરવાને માટે કોર્ટમાં ફરીયાદ કરી. શંભુદાસે જણાવ્યું કે મારે ત્યાં કોઇ માણુસ આવીને ન્યુસપેપર આપી જતો એટલે હું રાખતો, મેં કાંઈ ગ્રાહક થઇને મંગાવ્યું નથી માટે લવાજમ લેવું વ્યાજબી નથી. મુનસફે કહ્યું કે કોઈ હોટલવાળો યા મીઠાઇવાળો હોય અને તમે બેઠા હો ત્યાં તમારી સામે ખાવાનું મુકી જાય અને તમે ખાઓ તો શું તે તમારી પાસેથી કીંમત નહિ લે ? શંભુદાસે કહ્યું એ વાત જુદી છે. મુનસફે કહ્યું: એ વાત જુદી નથી. જેવી રીતે મીઠાઈ ખાઇને પૈસા આપવા પડે તેમજ ન્યુસપેપર બાબત સમજવાનું છે. જુઓ તમે ન્યુસપેપરવાળાને પહેલાંથી ના કહ્યું હોત તો પહોંચાડત નહિ માટે લવાજમ આપી દો. શંભુદાસે તુરતજ લવાજમ આપી દીધું, અને પછીથી હરેક રીતે ચેતતો રહેતો.

## ૧૭૦ ઇમાન વડે ખુદાની મહેર.

એક જાટ જુમાના દીવસે ( શુક્રવારે ) શહેરમાં આવ્યો ત્યારે

તે મસજીદમાં ગયો તો ત્યાં મોલવી સાહેબ ઉપદેશ આપતા હતા કે ખુદા એવો સર્વશક્તિમાન છે કે એક પળમાં જે ચાહે તે કરી આપે છે, જાટે કહ્યું: આ ઠીક હુન્નર હાથ આવ્યો. એમ કરીને તે આખા દીવસની મહેનતથી થાક્યો હતો, જેથી સાંજ ચાદર બીછાવી એક હજાર રૂપીઆ માગવાની શરૂઆત કરી, જ્યારે તેમ કરતાં કાંઇ ન મળ્યું ત્યારે બોલ્યો કે એટલા રૂપીઆની મારે જરૂર નથી પણ પાંચસો આપો? બસેં દુકાનમાં નાંખીશ, સો રૂપીઆ બીબીનું જેવર, સો રૂપીઆ નવી શાદીના અને સો રૂપીઆ દોસ્તોને ખાવા ખવરાવાના. આ પ્રમાણે માગતાં કાંઈ પણ હા ન જણવામાં આવી ત્યારે કહ્યું કે જો તું નથી આપતો તો હું પણ તારે વિશ્વાસે કયાં બેઠો છું? ચાદર ઉઠાવી લેતાં ક્યાં વાર છે? એમ કહી ચાદર ઉઠાવી લીધી. મોલવીએ કહ્યું: તારા જેવા ઇમાનવાળાને ચાહે તે આપે છે. તું એના પર નથી બેઠો તો પછી એ તને શાનો આપે? જાટ ઉઠી ચાલવા જાય છે કે તે ચક્કર આવતાં પડી ગયો અને બોલ્યો: ખરૂં છે બેઇમાનને ધક્કો બાકી હતો તે આ મળી ચૂક્યો.

## ૧૭૧. ન માઘે ઠંડ ન વર્ષે, વાયુ વહે એ માસે ઠંડ.

ટાઢ માઘ મહીનામાં પડે છે કે વર્ષા રૂતુના મહીનામાં તે વિષે એક વાંદરાને અને રીંછને વાદવિવાદ થયો, વાંદરો કહેતો હતો કે માઘ મહીનામાં અને રીંછ કહેતો હતો કે વરસાદમાં. કારણ કે રીંછના મોટા મોટા વાળ જ્યારે વરસાદથી ભીંજાઈ જાય છે ત્યારે રીંછને શરદી માલુમ પડતી હતી. આ તકરારમાં શિયાળને મધ્યસ્થ પદવી મળી. શિયાળે આ વાદી પ્રતિવાદી બન્નેને પોતાના કરતાં બળવાન ગણીને પોતાનો જીવ બચાવવાની યુક્તિ રાખી કહ્યું કે:—

"ન માઘે ઠંડ ન વર્ષે, વાયુ વહે એ માસે ઠંડ."

## ૧૭૨. ઓડીયા અક્ષરે ઉંધું માર્યું.

ઓડીયા અક્ષરની લખાવટ વાંચતાં ઘણી કઠીનતા પડે છે, કેમકે એમાં કાના માત્ર બીલકુલ હોતાજ નથી. જેવી રીતે ઉર્દુ ભાષાની લખાવટ દોષિત છે તેવી રીતે વાણીયાસાઈ લખાણ પણ દોષિત. આનું દૃષ્ટાંત નીચે મુજબ છેઃ-એક વાણીઓ પોતાના ઘેરથી બીજે ગામ ખટલાસહ વેપાર અર્થે ગયો હતો. એના ગુમાસ્તાએ ઘેરથી સમાચાર લખ્યા કે લાલજી અજમેર ગયા છે અને મોટી વહુને મોકલો. પરંતુ આ લખાણ એવી રીતે વાંચવામાં આવ્યું કે લાલજી આજ મરી ગયા છે, મોટી વહુને મોકલો. આ સાંભળતાંજ ઘરમાં રોવું પીટવું મચી ગયું. આવી રીતે અનેક ગોટાળા ઓડીઆ અક્ષરોથી નિપજે છે. જેમ સરકારે હિન્દુસ્તાનની કોર્ટોમાં ઉર્દુ ભાષાને બદલે હિંદી ભાષા ચાલુ કરીને સર્વ પ્રજાને મહાન લાભ પહોંચાડયો છે તેમ આ ઓડીઆ અક્ષર માટે પણ મના કરવી જોઇએ છીએ.

## ૧૭૩. દોલતની ચટણી મસાલાદાર.

ખુમચાવાળો—નીમકીન ચટપટી ચટની દહીં વડાં.

સ્ત્રી—અરે એ ખુમચાવાળા.

ખુમચાવાળો—કેમ શું આપું !

સ્ત્રી—શાની ચટણી છે?

ખુમચાવાળો—આ દોલતની ચટણી છે.

સ્ત્રી—ભલા કહેતો ખરો ! આમાં કયો કયો મશાલો છે ?

ખુમચાવાળો—તારીફીનાં તીખાં, સ્વાર્થનાં લવીંગ, અકારણ નિંદા તજ, ક્રોધની સુંઠ, અધર્મનો અજમો, કુસંપનું જીરૂ, નાહક ખર્ચનું કેસર, બકબકાટની એલચી, વાચડાપણાના ધાણા, ફીસીયારીનો ફુદીનો, ખટપટનું ખોપરૂ, નઠ્ઠટપણાનું નિમક,

અને ઈર્ષાનાં લાલ મરચાં. કહો એક એકથી ચડતી ચીજો છે કે નહિ ?

સ્ત્રી—વેપાર કરવા નિકળ્યો છે કે ગામની ગાળો ખાવા ? આવાં તે મસાલાનાં નામ હોતાં હશે ?

ખુમચાવાળો—ત્યારે નહિ સહી. ખાશો તો ખબર પડશે. બોલો અંદર પહોંચાડી દઉં ?

સ્ત્રી—ધુળ પડી તારી ચટણીમાં.

ખુમચાવાળો—અરે ! આ ચટણીને ખાધી કે તુર્ત દોલતની કબજીયત દૂર.

સ્ત્રી—આગમાં ગઈ તારી ચટણી અને તું ગયો ગટરમાં બોલે છે તે કાંઈ ઢંગધડોજ ન મળે ? આતો પીટયો દોલતની ચટણી કરાવવા નીકળ્યો છે. દુનિયાને આવીજ શિખામણ દેજે.

ખુમચાવાળો—પરમેશ્વર કરે અને આજકાલ દોલતની ચટણી બનાવનારાઓની આંખો મારી આ માર્મીક શીખામણથી ઉઘડી જાય.

## ૧૭૪. વિકટ કવિ અને સહસ્ત્રમુખી કાળીકા.

ઈ. સ. ની સોળમી સદીમાં દક્ષિણના વિજયનગર સંસ્થાનમાં કૃષ્ણદેવ કરીને રાજા થઈ ગયો હતો. એની સભામાં ત્યનાલી રામા નામક એક સમયસૂચક વિકટ કવિ હતો. જેવું દીલ્લી તરફ બીરબલનું નામ પ્રસિદ્ધછે તેવું દક્ષિણમાં એનું નામ પ્રસિદ્ધ હતું. ત્યનાલી રામાનો કૃષ્ણાજી લાલાત્ય નામના બ્રાહ્મણને ઘેર જન્મ થયો હતો. જ્યારે વિકટ કવિ થવાથી એની પ્રસિદ્ધિ થઈ ત્યારે દુનિયાના માણસો તેના ઓળખાણ માટે તેના નામ સાથે ગામનું નામ આપી બોલા-

વવા લાગી એટલા માટે એનું નામ રામાથી ત્યનાલીરામા થઇ ગયું. જ્યારે એ બચપણમાં હતો ત્યારથી એનામાં મનોહર ભાષણ કરવાની શકિત હતી તેની તીવ્ર બુદ્ધિ અને સુંદરતા પર કોઇ સાધુએ પ્રસન્ન થઇને બચપણમાંજ એને સાધના બતાવી અને ઉપદેશ કર્યો કે મારા કહ્યા મુજબ જો તું કાળીદેવીની ઉપાસના કરીશ તો સહસ્ત્રમુખી કાળીકા તને દર્શન આપશે અને જો તું એને જોઇને ડરીશ નહિ તો તું જે માગશે તે વરદાન આપશે. ત્યનાલીરામા યુવાન વયે પહોંચ્યો ત્યારે તેણે કાળીની ઉપાસના કરી અને સહસ્ત્રમુખી દેવી જેને બે હાથ હતા તે ત્યનાલીરામાની સન્મુખ હાજર થયાં. દેવીનું ભયંકર રૂપ જોઇને ત્યનાલીરામા ડર્યો નહીં પરંતુ ઉલટો હસ્યો. આથી દેવીએ પૂછ્યું કે તું કેમ હસ્યો ? ત્યનાલીરામાએ અતિ વિનયપૂર્વક કહ્યું: ભગવતી ! હું એટલા માટે હસ્યો કે અમો મનુષ્ય જાતને દરેકને એક નાક અને બે હાથ હોય છે, અને જ્યારે સળેખમ થાય છે ત્યારે બે હાથવડે નાક સાફ કરતાં કરતાં થાકી જવાય છે અને આપને હજાર નાક અને બે હાથજ છે તો કદાચ આપને સળેખમ થઇ આવે ત્યારે આપ બે હાથ વડે કેવી રીતે હજાર નાક સાફ કરી શકો ? ત્યનાલીરામાનું આ પરીહાસ્ય સાંભળી કાળીકા બહુ પ્રસન્ન થયાં અને તેમણે ત્યનાલીરામાને એવું વરદાન આપ્યું કે આજથી મારી સાથે વિનોદ કરવા માટે તને વિકટ કવિની ઉપાધિ આપું છું. ત્યનાલીરામાને આપેલી ઉપાધિ માટે સહસ્ત્રમુખી કાળીકાદેવીનો ઉપકાર માનીને તેમના ગુણ ગાયા. વળી કહ્યું કે હે માતા ! આપે સેવકને મહાન ઉત્તમ વરદાન આપ્યું. આપની આપેલી વિકટ કવિની પદવીને જો હું ડાબી બાજુથી એટલે અવળી તરફથી વાંચું તો પણ તેથી વિકટ કવિ એમ વંચાય છે, અને જમણી તરફથી વાંચતાં પણ વિકટ કવિ થાઉં છું. વિકટ કવિની ચાતુર્યતાપર

પ્રસન્ન થઇ બીજીવાર કહ્યું કે તું સાધારણ વિકટ કવિ નહિ પણ રાજમાન્ય વિકટ કવિ થઇશ. અને તારી કીર્તિ દેશદેશમાં ફેલાશે. ત્યારથી તેનાલીરામાની પ્રસંશા બધે સ્થળે થવા લાગી અને તે થોડાજ દિવસમાં વિજયનગરના રાજાને ત્યાં કવિ તરીકે નીમાયો.

## ૧૭૫. કવિની યુકિત.

એક કવિએ ચરખાને જોઇને વિલક્ષણ યુક્તિ શોધી કાઢી, ને કહ્યું કે એ ચરખા! તું શા માટે રૂએ છે? સ્ત્રીએ પોતાના કટાક્ષવડે કોને ચક્કરમાં નથી નાંખતી? તને તો એ પોતાના હાથથી ખેંચે છે તો પછી તું ચક્કરમાં આવીને રોવે તેમાં શું આશ્ચર્ય છે?

## ૧૭૬. ટોપી અને પાઘડીનો ટંટો.

વાચકો! બહુ દીવસોથી ટોપી અને સાફા વચ્ચે એવો ઝઘડો ચાલે છે કે મારૂં મગજ આ એના પોકારોથી ખાલી થઇ ગયું છે. જ્યારે જુઓ ત્યારે પોતપોતાનું દુઃખ રોવા અને હજારો સવાલ જવાબ કરવાને મારી પાસે બેસે છે. ટોપી પોતાની બડાઇ ફુંકે છે ત્યારે સાફો પોતાની ખૂબીમાં તણાઇ જાય છે. હું આ બન્નેનો વાદ-વિવાદ સાંભળીને ગભરાઇ જવાથી આપની પાસે તેઓનો જે ઝઘડો બન્યો છે તે કહું છું. સાફો કહે છે કે ટોપી તું તો મારી પાસે કાલ સવારની છોકરી છે, કોઇ તને ઓળખતું પણ નહોતું. મેં જ્યારથી દુનિઆમાં ઇજ્જત મેળવી છે ત્યારે તો તારો જન્મ પણ નહોતો. હવે તું મારી બરાબરી કરે છે? નાનું મ્હોં અને મોટી વાત. ટોપી કહે છે—જી હા ઠીક છે. એ સમય ગયો. જે સમયે ખ-લીલખાં ફાકા કરતા હતા તે જમાનો હવે રહ્યો નથી. નથી તે માણસો કે નથી તે વાળ રહ્યા, ત્યારે શા માટે આપ મારા પર નાક ભમર

ચડાવી ફરો છો ? હું આપનાથી કંઇ વાતમાં ઓછી છું ? જરા વિચાર તો કરો ? સાફો કહે છે હા, તું મને રસ્તો બતાવે છે. મોટાથી વિવાદ કરવો તે વાત સારી નહિ. ટોપી કહે છે; જીહા, એટલું મને પણ જ્ઞાન છે. હું કાંઇ ઓછી નથી. આપને આપની બડાઇનું અભિમાન છે તો મને પણ મારી બડાઇનું અભિમાન હોય તેમાં નવાઇજ નહિ. હું આ પૃથ્વી ઉપર કેટલાંક સ્વરૂપથી રહું છું. અર્થાત્ મુસલમાનોની સાથે તુર્કી સ્વરૂપથી, હિંદુ ગૃહસ્થો સમાજમાં જુદાજ ઢંગથી, ભણેલા ગણેલાની સોબતમાં વળી તેથી જુદાજ ઢંગથી અને લુચ્ચાની સાથે એની મરજી અનુસાર રહુંછું. હું જે શહેરમાં જે રીતથી રહેવા ચાહું છું તે રીતથી રહી શકું છું અર્થાત લખનૌ, બનારસ, મુરાદાબાદ અને અલીગઢ આદિ શહેરોમાં મારો બીજોજ ઢંગ છે. આપ કોઇ ન્યાયની નજરથી જુઓ તો હું આજ કાલની સભ્યતાનો એક મોટો બોજો સંભાળનારી છું. હવે તો સાફો બંધનમાં આવી પડયો. અક્કલ ઠેકાણે આવી ગઇ તોપણ ચુપ રહ્યો નહિ. અને બોલ્યો—આ સંસારમાં મારી કેટલી ઇજ્જત છે. એ હું પોતેજ છું જે બહાદુરીને વશ થઇ બેઠો છું. તલવાર બાંધવી અને લડાઇમાં ઝુઝવું એ મારૂંજ કામ છે. એ હુંજ છું કે આખી દુનિયામાં શીખ લોકોનું નામ ફેલાવી રહ્યો છું, એ હુંજ છું કે જે તમામ લોકોના કામમાં મદદ કરૂં છું. મારો એવો રૂવાબ છે કે કચેરીમાં અને રાજદ્વારમાં બેધડકથી ઘુસી જાઉં છું, અને એક સાધારણ પોલીસનો સીપાઇ પણ મોટી ખુમારી રાખે છે અને મોટા મોટા ઓભાવાળાના બંધ પણ ઢીલા કરાવી નાંખુ છું. હું જેની પાસે રહું છું તેની સર્વ કોઇ પ્રશંસા કરે છે. મેં ગંભીરતા અને સુંદરતા પ્રથમથીજ આપી દીધી છે. અત્યાર સુધી ટોપી ચુપચાપ બેઠી હતી, તેનાથી બોલવું નહીં સાંભળી શકાયાથી તે બોલી ઉઠી, સાહેબ ! જ્યારે એમજ છે કે પોતાની બડાઈ પોતાના મુખથીજ કરવી

તો હવે જરા કાન દઇને સાંભળો. હું આ દુનિયામાં કઇ વસ્તુ છું-આપ તો આ પૃથ્વીમાં એક જરા જેટલા ભાગમાં રહો છો, અને હું તો ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, રૂશીયા, પૃશીઆ, તુર્કસ્થાન અને ઇટાલી ઇત્યાદિ મોટા મોટા મુલકોમાં માન પામેલી છું; પણ તે મુલકોમાં તમને કોઇ સ્વપ્નમાં પણ સંભારશે ? એ હુંજ છું કે જે મોટા મોટા વિદ્વાન, અનન્ય મહાત્મા, મોટા મોટા શાસ્ત્ર વિશારદ, હુન્નરબાજ અને લાંબા પહોળા બહાદુરોની અક્કલને પગ નીચે દાબી રાખું છું, પ્રાચીન માનવંતા વેદપુરાણ, કાયદા, કુરાને શરીફ, એમ. એ., બી. એ., એસ. એલ. ડી. એસ. એસ. બી. વગેરે મોટી મોટી ડીગ્રીઓ અને પદવીઓ સર્વ મારેજ આધીન છે અને હું સ્પષ્ટ કહું છું કે આપ મારા તાબેદાર છો. સાફે કહ્યુંઃ તારો દેખાવ ઘણોજ નાનો છે તેથી તું મારી બરોબરી કરી શકે તેમ નથી. ટોપી હસીને બોલીઃ જીહાં મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે "મોટાપણું ઉમરની સાથે નથી પણ બુદ્ધિની સાથે છે." સાફાએ કહ્યું ઠીક, હવે તું જો કે આપણા બન્નેમાં વધારે લોકોપકાર કામ કોણ કરી શકે છે ? હું ઘણી મુશીબત વેઠીને પણ લોકોને મદદ આપી શકું છું, પણ તું કંઇ મદદ આપી શકે છે ? ગમે તેવી ઠંડી હોય અને મને છાતી અને કાન સાથે લપેટી લે તો ઠંડી તુરત રસ્તો માપી જાય છે. કોઇ જંગલમાં ગયું હોય અને તૃષાથી તે આકુળવ્યાકુળ થઇ ગયો હોય, તથા પાસે કુવામાંથી પાણી કાઢવાનું કાંઇ સાધન ન હોય તો હું જાતે કુવામાં ઉતરીને તેની તૃષા દૂર કરી શકું છું. કોઇ કુવામાં પડી જાય તો તુરત હું તેનો હાથ પકડવાને તૈયાર થઉં છું. કોઇનું અંગ કપાઇ ગયું હોય તેને મારૂં અંગ કાપી આપીને તેનો ઘાવ બાંધી લેવાને મદદ કરૂં છું. તું સોલા, ફેલ્ટ, ચાર ખુણાદાર, બે પલ્લાદાર, તુર્કી અને ગમે તે ફેશનમાં હોય પણ તારામાં

જન્મપર્યંત કંઈ પણ ઉપકાર થઇ શકશે નહિ. હું ગરીબોની સાથે ધનાઢયનું કામ કરૂં છું, અર્થાત તે બીચારાઓનાં આટો, દાળ, મીઠું અને શાક ભાજી વગેરે તમામ ચીજોની સંભાળ રાખું છું. તું તસુની પુતળી જેવી કયું કામ કરવાને લાયક છે? ટોપી હસીને બોલીઃ આપનું કુળવાનપણું પણ આપની બુદ્ધિની બહાર છે. સાફે કહ્યુંઃ બદમીજાજ અને બેહુદાપણું તારી રગેરગમાં ભરેલું છે, અને તારામાં નેકી નથી પણ બુરાઇ છે. ઠીક પણ એ તારો દોષ નથી. કોઇ કવિએજ તારી હલકાઇ વર્ણવી છે. "ટોપીમાં છે ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ; બાવો બાવો સહુ કરે, સુખે ભરે પેટ." ટોપીએ કહ્યુંઃ મહેરબાની કરીને આપ ક્રોધ ન કરશો અને કોઈ વિદ્વાનની વિદ્વતાને દોષ ન દેશો. હું પોતેજ કબુલ કરૂં છું કે બેશક મારાથી પરોપકાર તો થઇ શકવાનો નથી. જેથી હું આપને ગુરૂ કરૂં છું. આજથી આપની શીખામણ માનીશ અને જે બતાવશો તે કામ કરીશ.

## ૧૭૭ ખીચડી.

એક મુર્ખો ગામ ગયો હતો ત્યાં કોઇ હકીમ પાસે જુલાબ માગ્યો. હકીમે ખીચડી ખાવાને કહ્યું. મૂર્ખાએ ખીચડીનું નામ કદી સાંભળ્યું નહોતું જેથી ખીચડી ખીચડી બકતો બકતો ઘર તરફ ચાલ્યો. રસ્તામાં કાંઇક જોવા માટે થોડીકવાર ઉભો રહ્યો તેથી ખીચડી ભૂલીને ખાચિડી ખાચિડી બોલતો ચાલ્યો. રસ્તામાં એક ખેડુત ખેતરમાં ચિડીઓ ઉડાડતો હતો. આ મૂર્ખો ખાચિડી ખાચિડી કરતો ત્યાંથી નિકળ્યો કે ખેડુતે તેને બોલતો અટકાવ્યો. મૂર્ખાએ ખેડુતનું કહેવું ન માન્યું એટલે ખેડુતે તેને ખૂબ પીટયો. પછી મૂર્ખાએ પુછ્યું કે ખાચીડી ન કહું તો શું કહું? ખેડુતે કહ્યું કે એમ બોલ કે ઉડી

જાઓ, ઉડી જાઓ. મૂર્ખો આ પ્રમાણે બોલતો ત્યાંથી ચાલ્યો. આગળ ચાલ્યો કે એક શિકારી જાળ નાંખીને બેઠો હતો, તેને બોલતો સાંભળીને ગુસ્સે થયો, અને તેણે પણ મૂર્ખાને મારી પીટીને શીખાવાડયું કે આવતા જાઓ અને ફસાતા જાઓ એમ બોલ. આ પ્રમાણે બોલતાં આગળ ચાલ્યો કે તેને છુપાઇ બેઠેલા ચોર લોકો મળ્યા. આ મૂર્ખાને ચોરોએ પણ આવું બોલતો સાંભળીને ખુબ માર્યો, અને શીખવાડયું કે લેતા જાઓ અને રાખી રાખીને આવો. મૂર્ખો આ પ્રમાણે બોલતો બોલતો ચાલ્યો. આગળ ચાલતાં તેને જીન મળ્યો (જે મુડદાંને માટે ફરતો હતો) જીન સમજ્યો કે આ મુડદાં પાછાં લઇ જવા કહે છે એટલે જીને પણ મૂર્ખાને ખુબ મેથીપાક ચખાડયો અને કહ્યું કે ઇશ્વિર આવા દીવસો કોઇને ન દેખાડે, એમ બોલતો ચાલ્યો જા. મૂર્ખો આ પ્રમાણે બોલતો ચાલ્યો જતો નહતો તેવામાં સામેથી એક જાન ( વર પરણવા જતો હતો ) આવતી હતી, તે લોકોએ જાણ્યું કે આમ બોલીને આ માણસ અપશુકન કરે છે. મૂર્ખાભાઇને જાનવાળાએ ખુબ ઠોકયો. એવો ઠોકયો કે બીચારો બેશુદ્ધ થઇ ગયો, જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે જાનવાળાએ કહ્યું કે હવેથી એમજ બોલજે કે ભગવાન આવા દિવસો સૌને બતાવે, આમ કહી જાનવાળા ચાલતા થયા. ત્યારે મૂર્ખાએ વિચાર્યું કે હકીમે કહેલી ચીજનું નામ શું હતું ? પણ પાછું વિચાર્યું કે એ ચીજનું નામ લેતાં આટલી આટલી વીતી ત્યારે ખાતાં તો કોણ જાણે શું એ થાય. તેથી તે છાનોમાનો ચાલતો થયો !

## ૧૭૮. લાપસી.

એક કોળી બહાર ગામ તેના સાસરે ગયો હતો. તેનો સસરો એક અમીરને ત્યાં નોકર હતો. જેથી અમીરના પ્રતાપથી તે કાંઇક

ખાધે પીધે સુખી હતો, જેથી તેણે જમાઇ માટે લાપસી રાંધવાનું કહ્યું. જમાઇએ કોઈ દહાડો લાપસી ખાધી નહોતી, તેમ લાપસીનું નામ સાંભળ્યું પણ નહોતું. લાપસી જમીને તેણે વિચાર કર્યો કે ઘેર જઇને પણ એવીજ બનાવરાવીને ખાઇશ તેથી ઘેર આવ્યા પછી તેની સ્ત્રીને કહ્યું કે ગઇ કાલે તારા બાપને ઘેર મેં એક ચીજ ખાધી છે તે ચીજ બનાવ? સ્ત્રીએ કહ્યું, તેનું નામ શું? કોળીએ તેના સાસરામાં નામ પુછેલું નહોતું, કારણ કે જો નામ પૂછે તો સાસરીયામાં પોતાની કદર થઇ જાય. પીરસતાં સાસુએ કહેલું કે લાપસી આપું, એટલુંજ માત્ર કાને સાંભળેલું પણ તે યાદ રહેલું નહોતું, જેથી કોળીએ કહ્યું નામ નામ શું કહે છે, કાલે મેં ખાધું હતું તે? સ્ત્રીએ કહ્યું કે કાલે ત્યાં તમે શું ખાધું હતું એ કાંઈ હું જાણું છું? કોળીએ કહ્યું કે ગળ્યું ગળ્યું, વળી બીજું શું? કોળણે ઘણો વિચાર કર્યો પણ એ વાતનો પત્તો લાગ્યો નહિ. છેવટે કોળણે કહ્યું: હું તો તે કાંઈ ન જાણું; આમ કહેતાનીજ સાથેજ કોળીએ તેની સ્ત્રીને મારવા માંડી. ઘરમાં બુમાબુમ થવાથી આડોસીપાડોસી પણ આવી પહોંચ્યાં, એટલામાં બ્હીકની મારી કોળણ ઘરમાંથી નાસી એક કુવો હતો તે પર થઇ લોકોની વચમાં ઓથે સંતાવા જતી હતી તેવામાં કુવા ઉપરથી કોળણનો પગ લપસ્યો એટલે લોકો બુમ મારી ઉઠયા; અરે લપસી! લપસી! ત્યારે કોળીએ કહ્યું; એજ, એજ, એજ! લોકો વિચારમાં પડયા કે એજ, એજ એટલે શું? કોળીને પુછતાં ખબર પડી કે લપસી બનાવવાનું મેં કહ્યું હતું તો એ લપસી બનાવ. કોળણે કહ્યું: સત્યાનાશ જાય, લપસી નહિ પણ લાપસી.

## ૧૭૯ ઝમક ઝઇ, ઝમક ઝઈ.

એક ગામમાં બધા ભરવાડજ રહેતા હતા, અને એ ગામનો રાજા પણ ભરવાડજ હતો. એ રાજાને એવો નિયમ હતો કે એ

ગામમાં થઇને ગમે તે વિદ્વાન જાય તેને પોતાના ગામમાં એક પંડિત હતો તે સાથે શાસ્ત્રાર્થ કરાવતો, અને તે પંડિત "ઝમક ઝઈ, ઝમક ઝઇ" નો પ્રશ્ન પૂછતો. આવનાર પંડિતો આ ગુઢ પ્રશ્નનો કાંઈ ઉત્તર આપી શકતા નહિ, તે પ્રશ્ન કરતાં પહેલાં એવી શરત કરતા કે કોઇ શાસ્ત્રાર્થમાં હારે તો જીતનારને પોતાનું ઘરબાર તથા માલ મીલકત આપી દે. દૈવયોગે એક પંડિત કાશીથી ખૂબ ધન મેળવી પોતાને ઘેર જતો હતો, તેને આ ગામના રાજાએ બોલાવ્યો. તેને ઉપર જણાવેલો પ્રશ્ન કરવામાં આવ્યો; "ઝમક ઝઇ, ઝમક ઝઇ" જ્યારે તે પંડિતથી એ પ્રશ્નનો ઉત્તર આપી શકાયો નહિ ત્યારે તેનું બધું ધન લઇ લઇને તેને વિદાય કરી દીધો. તે ઘેર પહોંચ્યો ત્યારે તેના ભાઇએ કહ્યું, તમે તે લખતા હતા કે હું ખૂબ ધન કમાઇને આવું છું તો ધન ક્યાં છે? ત્યારે રસ્તામાં બનેલી હકીકત તેના ભાઇને કહી ભાઇએ કહ્યું કે આમ છે તો હું ત્યાં જઇને એનાથી શાસ્ત્રાર્થ કરીશ. આમ વિચાર કરી ખૂબ ચંદન ચર્ચિત કરી મોટી પાઘડી માથે ઘાલી એક મોટું પુસ્તક હસ્તમાં લઈ તે ગામ ગયો. આને પણ રાજાએ તુરત બોલાવ્યો અને પોતાના પંડિત સાથે શાસ્ત્રાર્થ કરવાને કહ્યું. પછી "ઝમક ઝઇ, ઝમક ઝઈ" નો પ્રશ્ન કરવામાં આવ્યો, ત્યારે આવનાર પંડિતે કહ્યું કે, શ્લોક પુરો કહે તો અર્થ કરૂં. તે સાંભળી રાજાનો પંડિત ગભરાયો, જ્યારે રાજાના પંડિતથી પુરો શ્લોક ન કહેવાયો ત્યારે તે પંડિતે પુરો શ્લોક બનાવી કહ્યું કેઃ "અરઘટ મરઘટ સરઘટ સહી, તત્પશ્ચાત ઝમક ઝઈ." રાજા એ સાંભળીને ચકિત થયો અને તે પંડિતપર ખુશી થયો; વળી પોતાના પંડિતપર નારાજ થઈ તેનાં ઘરબાર તથા માલ મીલકત વગેરે તે પંડિતને અપાવી દીધું. ત્યાર પછી તે પંડિતે રાજાના પંડિતની મૂછનો એક વાળ ઉખાડી લીધો. ત્યારે રાજાએ પૂછ્યું કે તમો જીત્યા તો શરત પ્રમાણે માલ મીલકત

અપાવી પણ તેની મૂછનો વાળ શા કારણે ઉખાડી લીધો? પંડિતે જવાબ આપ્યો કે આ વાળ જો કોઇ પોતાની શાળામાં દાટે તો તેને ત્યાં ઢોર બહુજ વધે. આ સાંભળી ગામના તમામ માણસોએ તે પંડિતના મૂછના તથા માથાના વાળ ઉખાડી લીધા; પરંતુ ગામની એક વૃદ્ધ ભરવાડણનો દીકરો ઘેર નહોતો તે જ્યારે ઘેર આવ્યો ત્યારે ડોસીએ આ સર્વ વૃતાંત્ત પોતાના છોકરાને કહ્યું. પછી તે ડોસીનો દીકરો પંડિતની પાસે ગયો અને જોયું તો પંડિતના શીરપર એકે વાળ નહોતો. છોકરે વિચાર્યું કે આના માથાના વાળમાં આટલો ગુણ છે તો માથામાં તો કોણ જાણે કેટલોએ ગુણ હશે! આમ સમજીને તે છોકરો પંડિતનું માથું કાપીને ઘેર લઇ ગયો, અને પોતાની ગૌશાળામાં દાટી દીધું. અનીતિ, ભોળાજન કે મૂર્ખને ઠગી દોલત એકઠી કરવા જતાં પરિણામે કષ્ટ ભોગવીને મરણને શરણ થાય છે.

## ૧૮૦. અજબ ગમાર.

એક ગમારે આકાશમાં વીજળી થતી જોઇને પોતાની સ્ત્રીને કહ્યું કે મને પેસાબ લાગ્યો છે અને પરમેશ્વર તલવાર ફેરવે છે માટે તું મારી કમરે રસી બાંધ. હું પેસાબ કરવા બહાર બેસું અને કદાચ પરમેશ્વર તલવાર ફેરવે તો તું મને એકદમ ખેંચી લેજે કે જેથી તલવાર મને વાગવા પામે નહિ. જેથી તેની સ્ત્રીએ કમરે રસી બાંધી અને તે બહાર પેસાબ કરવા બેઠો. એવામાં એકદમ વિજળી ચમકી કે તેની સ્ત્રીએ રસી ખેંચી એટલે ગમાર ખેંચાઇને ઘરમાં આવ્યો, પછી તેની સ્ત્રીને ગભરાયેલા ચહેરે પૂછવા લાગ્યો. મારૂં માથું તો કપાઇ ગયું ને? માથે હાથ ફેરવીને બોલ્યોઃ પરમેશ્વરનો પાડ માનું છું કે માથું તો નથી કપાયું!!

## ૧૮૧. મશ્કરો.

એક મશ્કરાએ કાંઈ ગુન્હો કર્યો હશે તેથી તેને બાદશાહની પાસે લઈ ગયા. બાદશાહે ફરમાવ્યું કે એના નાકમાં છેદ પાડો! મશ્કરાએ અરજ કરીને કહ્યું કે બુલંદ નસીબ બાદશાહ સલામત! પરમેશ્વરેજ બે છેદ નાકમાં પાડયા છે અને આપ ત્રીજા છેદની તકલીફ શા માટે ઉઠાવો છો? બાદશાહ આ સાંભળી ખુશી થયો અને ફરી ગુન્હો ન કરવા શીખામણ આપીને છોડી મૂકયો.

## ૧૮૨. આળસુ.

એક આળસુ માણસને આઠ છોકરા હતા. એક જણને આળસુએ કહ્યું કે મારૂં ભાગ્ય એવું ખરાબ છે કે આખી ઉમરમાં મેં કાંઇ પેદા કર્યું નથી, તેથી મેં આજ સુધી એક રૂપીયો પણ બચાવ્યો નથી. ત્યારે તે માણસે કહ્યું કે આઠ છોકરા પેદા કરવામાં જેટલી મહેનત કરી તેટલી પૈસા પેદા કરવામાં કરી હોત તો આજે દરિદ્રી જેવો થઇને ફરે છે તેને બદલે ઇનસાનમાં ખપત. આ સાંભળીને આળસુને અત્યંત શરમ ઉપજી અને તે દીવસથી મહેનત કરીને કમાવા લાગ્યો.

## ૧૮૩. બેંચોદેવ.

એક આધાપલિત જેવો પોતાને સાસરે જવા તૈયાર થયો ત્યારે તેની માએ તેને બે પૈસા આપીને કહ્યું કે તેં કાંઇ ખાધું નથી તો ચૌટામાંથી બે પૈસાનું કાંઈ ખાવાનું લઇને ખાજે. તે જ્યારે બજારમાં ગયો ત્યારે એક દુકાનદારને કહ્યું કે બે પૈસાનું કાંઇ આપો? દુકાનદારે જાણ્યું કે આ પાગલ છે અને વખતે કાંઇ આપું તો તે આપેલી વસ્તુની જરૂર નથી તેના લીધે કંઇ તકરાર લઇને આવે તો નાહક લડવું પડે, માટે કાંઈ આપવુંજ નહિ. તેથી દુકાનદારે કહ્યું કે, જા

ભાઈ! મારે ત્યાં એવું કાંઇ છે નહિ. આધાપલિત જાણતો હતો કે કાંઇ એ કોઇ ચીજ હશે તેથી દુકાનદારે કહ્યું: કાંઇ નથી એટલે તેણે સાચું માન્યું કે આને ત્યાં કાંઈ નામની ચીજ નથી. ત્યાંથી તે એક શાક વેચનારની દુકાને ગયો. દુકાનદારને પુછ્યું કે કાંઈ ચીજ છે? દુકાનદાર કાંઈ કામમાં રોકાયેલો હોવાથી એણે જોયા વિના કહ્યું કે કાંઈ હશે! આધાપલિતે જે ચીજ વિષે પૂછ્યું હતું તે સુરણ હતું, પણ કાંઇ હશે એવા દુકાનદારના જવાબથી સુરણને કાંઈ નામની ચીજ માની પોતાને જોઇએ છે તેથી આધાપલિતે કહ્યું કે આ ચીજ બે પૈસાની આપ? દુકાનદારે બે પૈસાનું સુરણ આપ્યું. ગામ બહાર નિકળી એક તળાળ હતું તેમાં નહાઇને આધાપલિત ખાવા બેઠો. જ્યાં અરધું સુરણ ખાધું કે તેનું મોં સુજી ગયું. વધેલું સુરણ રહેવા દઇ મોં ધોઇને પોતાને સાસરે ગયો. ત્યાં સાસરીઆના માણસોએ તેનો સારો આદરસત્કાર કરીને અગાશીમાં ઉતારો આપ્યો. પછી ખાવા માટે કહ્યું: ત્યારે તે બોલ્યો; હું નહિ ખાઉં, મેં કાંઈ ખાધું છે આમ કહીને તેણે ખાધું નહિ. રાત્રે જ્યારે તે સુઈ રહ્યો હતો ત્યારે તેની સ્ત્રીએ આવીને કહ્યું કે આજે બધાંએ ખાવા માટે તમને ઘણુંએ કહ્યું પણ તમે કેમ ન ખાધું? તેણે કહ્યું: બધા ખાવાને માટે મને કહેતા હતા પણ મેં કાંઈ ખાધું હતું તેથી ન ખાધું. મેં ખાધું હતું તેમાંથી હજી વધેલું છે. જો તું ન માનતી હોય તો બતાવું. એમ કહીને તેની સ્ત્રીને બતાવ્યું તો તેણે સુરણ ખાધું છે એમ જણાયું. અને બોલવા પરથી મોંમાં ફોડલા પડેલા દીઠા. સ્ત્રીએ તુરત ઘી પાયું. પછી સ્ત્રીએ કહ્યું કે હું દુપટ્ટો પકડી રાખું છું અને તમે એક છેડો પકડીને નીચે ઉતરી જાઓ. ત્યાં ગરમાગરમ દાળ ભાત બનાવેલાં રાખી મૂકેલાં છે તે ખાઓ? જ્યારે ખાઇ રહો ત્યારે ઇશારો કરજો એટલે હું તમને ખેંચી લઇશ. આમ કરવાનું કારણ કે સીડીએથી

ઉતરતાં ઘરનાં માણસો જાણે કે જમાઇએ શરમના લીધે પહેલાં ન ખાધું અને હવે ખાવા માટે નીચે ઉતરે છે. આધાપલિત ભુખ્યો તો હતોજ તેથી ઝટ નીચે ઉતરીને ખાવા બેઠો. ખાઇ રહ્યા પછી બોલ્યો કે ખેંચો, ખેંચો! પણ કોણ ખેંચે? સ્ત્રી તો સુઇ ગઇ હતી. સાદ સાંભળી તેનો સસરો જાગ્યો. બહાર આવીને સાંભળ્યું તો અંદરથી ખેંચો ખેંચો એવો સ્વર સંભળાયો. સાસરો સમજ્યો કે રસોડામાં આજે કોઇ ખેંચોદેવ આવીને ભરાયેલા છે. પાડોશમાં એક પંડયો રહેતો હતો તેને તુરત બોલાવી મંગાવ્યો. પંડયાએ ઘરમાં આવીને સામે એક દીવો મુકાવ્યો અને કાંઇક ભણવા માંડયું, એટલામાં અંદરથી ખેંચોદેવે એક પીતળનો ડબ્બો પંડયાના કપાળમાં માર્યો કે તે જીવ લઇને નાઠો અને બોલ્યો કે આતો મોટામાં મોટા કોઈ દેવ છે. સ્ત્રી આ ગરબડ સાંભળીને જાગી ઉઠી. અને ખેંચોદેવને ખેંચી લીધા. પછી તે સ્ત્રીની શીખવણી ઉપરથી નીચે આવીને કહેવા લાગ્યોઃ શું છે? શું છે? સાસરે કહ્યુંઃ અરે! રસોડામાં કોઈ ખેંચોદેવ આવીને ભરાયા છે તો તેને કેવી રીતે નસાડી મુકવા? જમાઇ તુરતજ રસોડાંમાં પેઠો અને બોલ્યો કે અહીંઆં તો ખેંચોદેવ પણ નથી અને કોઇ માણુસ પણ નથી. નાહક સૌ વહેમે ભરાઈ ડરો છો? આવો જુઓ. પછી સૌ અંદર ગયા અને રસોડામાં કોઇને ન જોતાં આધાપલિતની તારીફ કરવા લાગ્યા કે જમાઈ તો ઘણા હોંશીયાર છે. તેઓએ ખેંચોદેવને નસાડી મુકયો.

## ૧૮૪. રતાંધળો અને રતાંધળો નોકર.

એક માણુસ સાથે એક હજામને લઇને ઘોડાપર બેસીને તેના સાસરે જતો હતો. રસ્તામાં હજામે કહ્યું કે શેઠજી સાહેબ! જલદીથી ચાલીએ તો દીવસ છતાં પહોંચી જઇએ, કેમકે હું રતાંધળો (રાતે નહિ દેખનારો) છું. શેઠે કહ્યુંઃ આ વાત પહેલાંથી કેમ કહી

નહિ, હું પણ રતાંધળોજ છું. ત્યારે હજામે કહ્યું, આ ઘોડો તમારા સાસરીઆનો છે જેથી તેની લગામ ઢીલી મુકો અને હું તેનું પૂછડું પકડું એટલે ઘોડો સીધો તમારે સાસરે જઈ ઉભો રહેશે. શેઠે એમજ કર્યું. ચાલતાં ચાલતાં રાત પડી ગઈ અને જ્યારે સાસરાને ગામ પહોં-ચ્યા ત્યારે ઘોડો ઘેર ન જતાં સીધો ખળામાં ( છોડમાંથી અનાજ જુદું પાડી સાફ બનાવવાની ગામ બહારની જગ્યા ) જઈ પહોંચ્યો, અને અનાજ ખાવા લાગ્યો. આથી હજામે જાણ્યું કે ઘોડો ખળામાં બાંધતા હશે તેથી અહીં આવ્યો હશે. પછી હજામે ઘોડાની લગામ ખેંચીને હાંક્યો એટલે સાસરાને ઘેર જઇ પહોંચ્યો. જમાઇને જેઇને સૌએ તેમને આવકાર આપ્યો. થોડી વાર બેઠા પછી સાસુએ જમવા બોલાવ્યા, હજામે હળવે રહીને પાણીનો લોટો લઇ હાથ પગ ધોયા અને શેઠે પણ તેવીજ રીતે હાથ પગ ધોયા. બહારથી અંદર આવતાં શેઠના માથામાં બારસાખ વાગ્યું એટલે હજામે કહ્યું; શેઠજી નમીને ચાલો. આ દરવાજા કંઈ આપણા ત્યાંના જેવા નથી કે આદમી ઝુકયા વિના જઈ શકે. શેઠ મહામુશીબતે પાટલાપર જઈ બેઠા. ભોજન પીરસવામાં આવ્યું તેવામાં પાસે એક વાછડી બાંધી હતી તે ભોજન ખાઇ ગઇ. સૌ જેનારા બોલ્યાઃ વાછડી ખાઇ ગઇ હં, હં, તે જાણી હજામે કહ્યુંઃ ફરીથી પીરશો? મારા શેઠને એવો નિયમ છે કે પહેલું પીરસેલું વાછડીને ખવરાવે છે અને બીજી વારનું પીરસેલું પોતે ખાય છે. ઘણું સારૂં થયું કે વાછડી આ ઠેકાણે હતી, નહિ તો તમારે વાછડી લાવવી પડત. જ્યારે બીજી વખત ભોજન મુકવામાં આવ્યું અને તેની સાસુ છન છન કરતાં ઘી પીરસવા આવતાં હતા તેનો અવાજ સાંભળવામાં આવ્યો. શેઠે જાણ્યું કે વાછડી પેસાબ કરે છે. આમ ધારીને તેણે સાસુને એક થપ્પડ એવા જેરથી મારી કે તે

બીચારી હજામપર પડી ગઇ. હજામે પણ તેને એક થપ્પડ મારી. જ્યારે સાસુએ બુમ પાડી ત્યારે તેઓએ જાણ્યું કે બુરૂ કામ કર્યું. સાસુ શરમાઈ ક્રોધની મારી ઘરમાં ગઈ. આ પ્રમાણે બેહુદુપણું કરી રાત્રે સુઈ રહ્યા. સવાર થતાંજ પોતાનાં લુગડાં લત્તાં લઇને પોતાના ઘર તરફ પલાયણ થયા. સાસરીઆવાળા પણ તેઓના વિચિત્રપણાપર તાજુબ થયા.

## ૧૮૫. ચતુર સ્ત્રી.

એક શાહુકાર મહા મૂર્ખ અને સમજણ વિનાનો હતો. પણ કર્મશાવત્ તેને સ્ત્રી એવી સમજદાર અને શાણી મળી હતી કે તેને દરેક કામમાં મદદ કરતી હતી. એ શાહુકાર કોઈ કાર્ય પ્રસંગે બહાર ગામ જતો હતો, તેવામાં રસ્તામાં તેને એક કાણો ઠગ મળ્યો. શાહુકાર તેને જોઇને હસી પડયો, એ જોઇને ઠગ પાસે આવ્યો અને સલામ કરીને બોલ્યો કે મેં આપના બાપની પાસે મારી એક આંખ ગીરો મૂકી હતી અને થોડાક રૂપીઆ લીધા હતા તો આપ રૂપીઆ લ્યો અને મારી આંખ આપો ? શાહુકાર આ વાત સાંભળી અત્યંત ગભરાયો અને ઠગને કાંઈ જવાબ ન આપી શકયો. ઠગે જ્યારે શાહુકારને ગભરાયેલો જોયો ત્યારે કહ્યું કે આંખો મીંચી દઈ વાત ઉડાવી દેશો નહિ. મારી આંખ મને આપી દ્યો, નહિ તો અહિં ને અહિં હું થોડી વારમાં લઈ લઇશ. આ સાંભળતાંજ શાહુકારની આંખો મીચાઈ ગઇ અને બોલ્યોઃ તમે મારે ઘેર આવો તો ત્યાં આપી દઉં. ઠગ શાહુકારને મૂર્ખ સમજી સાથે ચાલ્યો. શાહુકાર મન સાથે વિચાર કરતો હતો કે ઘેર જઇને શું કરીશું ? પણ તેને કાંઇક આશા હતી કે સ્ત્રી આનો ઘટતો ફેંસલો કરી આપશે. ઘેર આવીને તેની સ્ત્રીને તમામ વાત જણાવી. સ્ત્રીએ ધીરજ

આપીને ઠગને કહ્યું કે તમારી આંખ પરમ દીવસે મળશે. બીજે દીવસે શિકારીને બોલાવીને હરણોની કેટલીક આંખો મંગાવી અને રૂમાં દબાવીને ડબ્બીમાં રાખી મુકી. ત્રીજે દીવસે તે ઠગ આવ્યો એટલે સ્ત્રીએ રૂપીયા લઇને ડબ્બી આગળ મૂકી, અને કહ્યું કે મારા સસરાએ કેટલાક માણસોની આંખો ગીરવી રાખેલી છે, માટે આમાંથી તમે તમારી આંખ ઓળખી કાઢો ? ઠગ આ જોઇ ગભરાણો અને તેને ખસીયાણો પડેલો જોઇને તે સ્ત્રીએ કહ્યું કે તમે શું જોઇ રહ્યા છો, તમારી આંખ ઓળખીને લઇ લ્યો, નહિ તો ફરીને નહિ મળે ? ઠગે મહા મુશીબતે એક આંખ બતાવીને કહ્યું કે આ આંખ મારી છે. સ્ત્રી બોલી કે તમારો મને કેમ વિશ્વાસ આવે કે તમારી છે ? તમે બીજી આંખ કાઢી આપો તો તેના બરાબર તોળી આપું. આ બાબતમાં સ્ત્રીએ ઠગને ખૂબ ધમકી આપી. ઠગે મનમાં વિચાર્યું કે આ બુરી બલાથી કામ પડયું જેથી લેણાનું દેણું થયું, માટે અહિંથી નાસી ગયા સીવાય છુટકો નથી. એ વિચાર કરીને તે ડરનો માર્યો નાઠો કે પાછું વળીને જોઇ પણ ન શકયો. શાહુકારે તેની સ્ત્રીનો ઉપકાર માન્યો, અને કહ્યું કે તેં મને જીવતદાન આપ્યું.

## ૧૮૬. ચતુરાઇ.

એક શાહુકારે પોતાની ઘણી અશરફીઓ એક મહાજન (વાણીયા) ને ત્યાં અનામત મુકીને તે પોતાને વતન ગયો. વતનથી આવીને તે વાણીઆ પાસે તે અશરફી લેવા ગયો તો તેણે કહ્યું કે એક દીવસ એવી હવા ચાલી હતી કે જેથી અશરફીઓના કોયલા થઇ ગયા. શાહુકાર સમજી ગયો કે વાણીઓ એ અશરફીઓને ખાઇ જવા માગે છે. હવે કોઇ હીકમતથી હાથ આવશે.

પછી તે શાહુકારે આ વાણીઆના જેવી એક મીણની મૂર્તિ બનાવી અને તેને કપડાં પહેરાવ્યાં. પછી બે વાંદરાને એવું શિખવાડયું કે તે મૂર્તિને દીકરાની માફક પ્યાર કરજો. થોડા દીવસ પછી તે વાણીઆને તથા તેના બે છોકરાને તે શાહુકારે જમવાનું નોતરૂં દઇને પોતાને ઘેર બોલાવ્યા. જ્યારે તેઓ આવ્યા ત્યારે શાહુકારે વાણીઆના બંને દીકરાને છૂપાવી દીધા, અને તેના બદલે બે વાંદરા લાવીને હાજર કર્યા. પછી તે વાણીઆને કહ્યું કે હું ઘણો દીલગીર કે આ વખતે એવી હવા ચાલી કે જેનાથી તમારા બંને છોકરા વાંદરા થઇ ગયા. તેઓ તમારા પ્રત્યે દીકરાની માફક પ્યાર કરે છે કે નહિ તે તપાસો. એટલે બંને વાંદરા તે વાણીયાની કાંધપર ચડી બેઠા અને પ્યાર કરવા લાગ્યા. પછી લોકોએ તે વાણીયાને કહ્યું કે આતો તારા દીકરાજ છે અને તેઓ તને ઓળખીને પ્રેમ કરવા મંડયા છે. વાણીયાએ કહ્યું કે એ તો ઠીક પણ માણસના વાંદરા શી રીતે થાય ! શાહુકારે કહ્યું કે જેવી રીતે હવા લાગતાં અશરફીઓના કોયલા થઇ ગયા તેવી રીતે માણસના વાંદરા થઇ ગયા. ભાઈ ! આ તો એ હવાનો પ્રતાપ છે. વાણીયાએ ગભરાઇને કહ્યું કે એ કોયલાની તો ફરીને અશરફીઓ થશે. શાહુકારે કહ્યું કે ત્યારે વાંદરાનાં પણ માણસ થશે. પછી છેવટે વાણીઆએ અને શાહુકારે, અન્યોન્યમાં સમજીને ફેંસલો કરી દીધો. માણસોએ ખાસ સમજવું કે આફત આવતાં ગભરાવું નહીં, પણ કોઈ યુક્તિ શોધી કાઢવી કે આવેલી મુશ્કેલી દુર થાય.

## ૧૮૭. લક્ષ્મી.

એક ફકીરને રાત્રિને વિષે લક્ષ્મીએ સ્વપ્નમાં આવીને કહ્યું કે હું તારે ઘેર આવું છું. ફકીરે કહ્યું કે તું જતી વેળાએ પણ મને ખબર આપવાનો કરાર કરે તો હું તને મારા ઘરમાં આવવા દઉં. લક્ષ્મીએ

તે કબુલ કર્યું અને કહ્યું કે કાલે આ નગરના રાજકુમારને સાપ ડસશે અને તે કોઈથી નહિ ઉતરે. પછી તું તેની પાસે જઇને કાંઇ છુમંતર કરજે કે તુરત તે સાજો થઇ જશે અને રાજા ખુશી થઇને તને ઘણુંજ ધન આપશે. બીજે દીવસે તે પ્રમાણેજ થયું. તે ફકીર રાજકુમારને જીવાડનાર થયો હોવાથી ખૂબ પૂજાવા લાગ્યો. મુદત ગુજર્યા બાદ લક્ષ્મીએ આવી ફકીરને કહ્યું કે હવે હું જાઉં છું. ફકીરે કહ્યું બસ કે ? લક્ષ્મીએ કહ્યું હા, એક દીવસ રાજા ફકીરની સાથળપર માથું રાખી સુતો હતો અને ફકીરે કમલ બનાવવા ચપ્પું કાઢયું કે ફકીર મને મારી નાંખવા ધારે છે. રાજાએ તેજ વખતે ફકીરને મારી પીટીને જેલમાં મોકલી આપ્યો અને તેની દોલત જપ્ત કરી લીધી. તેજ રાત્રે ફકીરને બીજીવાર લક્ષ્મીએ સ્વપ્નમાં કહ્યું કે ઠરાવ મુજબ મારા જવાની ખબર તને આપી હતી તે મુજબ હું જાઉં છું. ફકીરે કહ્યું: રાંડ ! આવવા જવાનો તો ઠરાવ હતો, પણ કાંઈ માર ખવરાવવાનો ઠરાવ હતો ? લક્ષ્મીએ કહ્યું: મારૂં નામ દોલત છે એટલે દોલતનો અર્થ એ કે દોડીને આવું છું અને લાત મારીને જાઉં છું. વળી દોલતનો બીજો અર્થ બે લાત થાય છે. હું જ્યારે આવું છું ત્યારે છાતીમાં એક લાત છાની મારૂં છું કે જેથી માણસ અકડ થઇને છાતી કાઢી ચાલે છે અને જતી વખતે એક લાત પીઠમાં મારૂં છું તેથી માણસ વાંકોજ વળી જાય છે. અરે ફકીર! આ દૂનિયાના માણસોને મારો કેવળ મોહજ છે. હું તો આવતાંએ બુરી ને જતાંએ બુરી ? કહેવત છે કે ઉંટ પર ચડતાંએ ધક્કો અને ઉતરતાંએ ધક્કો.

## ૧૮૮. ઉંટ કયે પડખે બેસે છે ?

એક વાણી અને એક કુંભારે સહીઆરૂં ઉંટ ખરીદ્યું. તેઓ એક દિવસ વેપાર અર્થે બહાર ગામ જવા નિકળ્યા. એક તરફ ઉંટ

પર માળીએ વનસ્પતિ ભરી અને બીજી તરફ કુંભારે માટીનાં વાસણ ભર્યા. રસ્તામાં ઊંટ લાદેલી વનસ્પતિ ખાતો હતો અને કુંભાર હસતો હતો. માળીએ કહ્યું ભાઈ! હસ નહિ! આ ઊંટ છે તે કોણ જાણે કયે પડખે બેસશે? જ્યારે અર્ધે રસ્તે ગયા અને નાસ્તો કરવા માટે બેસવા ધાર્યું ત્યારે ઊંટ માટીના વાસણની તરફ જોર દઇને બેઠો કે જેથી બધાં વાસણ ફુટી ગયાં અને કુંભાર રોવા લાગ્યો. મતલબ કે કોઇ માણસે પારકાનું નુકશાન થતુ જોઇને ખુશી થવું નહિ. વખતે આપણુનેજ બીજા કરતાં વધારે નુકશાન થાય છે.

## ૧૮૯. અક્કલમંદી.

એક સિપાઇએ બગીચાના હોજમાંથી એક ખુબસુરત માછલી પકડી, ત્યાં કેટલાક માણસો તકરાર કરી રહ્યા હતા કે અરબી ભાષામાં હીજડાને મુખન્નસ કહે છે. તે સિપાઇએ એ તકરારને યાદ રાખી અને માછલી જ્યારે બાદશાહની હજુરમાં ભેટ કરી ત્યારે બાદશાહે ખુશી થઈને વજીરને હુકમ કર્યો કે આ સિપાઇને એક લાખ રૂપીયા ઇનામ આપો. વજીરે તેટલા રૂપીઆ આપવા ના જણાવી અને તેને કહ્યું કે આ માછલી કામની નથી, પરંતુ જો આ નર હોય તો માદા લાવે, અને માદા હોય તો નર લાવે તો કામ લાગે. સિપાઈ તેમનો કહેવાનો ભાવાર્થ સમજીને કહ્યું કે આ માછલી નર પણ નથી તેમ માદા પણ નથી, પરંતુ તે મુખન્નસ છે. વજીર તેનો કંઈ પણ પ્રત્યુત્તર આપી શકયા નહિ અને રૂપીયા અપાવી દીધા. મતલબ કે વિદ્યાનો એક અક્ષર પણ ઘણો ઉપયોગી થઇ પડયો તો પછી કોઇ પણ પુરો ઇલમ શીખાય તો કહેવુંજ શું?

## ૧૯૦. હરામનો માલ.

એક દુધવાળો દુધમાં પાણી ભેળવીને વેચતો હતો અને તેમાંથી તેણે હજાર રૂપીયા એકઠા કર્યા હતા. એક દીવસે વાંદરો તેની દુકાનમાં

પેશી જઇને તે રૂપીઆની થેલી લઇને નદીકાંઠે ઝાડપર ચઢી ગયો. દૂધવાળો તપાસ કરતાં કરતાં ત્યાં આવી પહોંચ્યો. વાંદરાએ દૂધવાળાને બતાવી બતાવીને અર્ધા રૂપીઆ પાણીમાં નાંખી દીધા અને અર્ધા કીનારે મુકી દીધા. તે વખતે એક માણસે તે વાંદરાને મારી નાખવા ધાર્યું. દૂધવાળાએ તે માણસને રોક્યો અને કહ્યું કે શા માટે મારો છો? દૂધના રૂપીયા કીનારે પડયા છે અને જે પાણીના હતા તે પાણીમાં ગયા. જુઓ? હરામનો માલ રહી શકતો નથી. આ ઉપરથી કહેવત છે કે "દૂધના દૂધમાં, અને પાણીના પાણીમાં."

## ૧૯૧. સ્ત્રીની ચતુરાઇ.

એક બ્રાહ્મણ પોતાનો માલ કોઈ સાધુને ત્યાં રાખીને પરદેશ ગયો. પરદેશથી આવીને બ્રાહ્મણે સાધુ પાસે પોતાનો રાખેલો માલ માગ્યો. ત્યારે સાધુ બદલાઇ ગયો, તેથી બ્રાહ્મણ ઉદાશ થઇને ઘેર આવીને તેની પાડોસણને વાત કરી, ત્યારે તે સ્ત્રી ઘણીજ સમજદાર હતી તેણે બ્રાહ્મણને કહ્યું કે તારો માલ મારી ચતુરાઇથી કઢાવી આપીશ. કાલે હું કાંઇક કામ માટે સાધુ પાસે આવીશ તે વખતે તું આવીને તારો માલ માગજે એટલે તુરત આપી દેશે. બીજે દિવસે તે સ્ત્રી ખુબ માલ લઇને તે સાધુ પાસે આવી અને કહ્યું કે મારો પતિ પરદેશ ગયો છે અને હવે મારે પણ જવું છે તો આ માલ તમારી પાસે સાચવો તો ઠીક. એટલામાં પેલો બ્રાહ્મણ આવ્યો અને બોલ્યો: મારો માલ આપો? સાધુએ વિચાર્યું કે બ્રાહ્મણનો માલ થોડો છે, અને આ સ્ત્રીનો માલ ઘણો છે. જો હું આ બ્રાહ્મણને ના પાડીશ તો આ સ્ત્રીને શક પડી જશે તો આવેલો માલ હાથથી જશે. સાધુએ તુરત બ્રાહ્મણનો માલ આપી દીધો. અગાઉથી ગોઠવણ કરી રાખ્યા મુજબ તે સ્ત્રીની દાસી આવીને કહેવા લાગી કે આપના પતિ પરદેશથી આવી પહોંચ્યા છે. મારે તમને બોલાવે છે. સ્ત્રીએ સાધુને કહ્યું

કે હું મારો માલ આપને ત્યાં રાખવાની હવે જરૂર નથી. સાધુ આથી અચરતજ પામી ગયો. સ્ત્રીઅને બ્રાહ્મણ બન્ને માલ લઇ વિદાય થઇ ગયાં.

## ૧૯૨. સારી વાતની અસર.

એક બ્રાહ્મણ કયાંક જતો હતો. તેને જંગલમાં એક સિંહ મળ્યો. અને તેને મારી ખાવાને દોડયો. બ્રાહ્મણે સિંહને કહ્યું કે મને જરા રજા આપે તો હું મારી સ્ત્રીને મળી આવું? સિંહે કહ્યું કે તું મારા પંજામાંથી છુટી જાય પછી આવી રહ્યો! બ્રાહ્મણે કહ્યું કે શાસ્ત્રના કાયદા પ્રમાણે જુઠું બોલવાથી, કોઇને ખોટું વચન કહેવાથી અને કોઇને બુરી સલાહ આપવાથી મહા પાપ લાગે. છે. જો હું પાછો ન આવું તો તમને છેતર્યા બાબત મને મહા પાપ લાગે. માટે જરૂર આવીશ. સિંહે તેને જવા દીધો. બ્રાહ્મણે ઘેર જઈ આવીને સિંહ પાસે આવ્યો અને સિંહને ધાંટો પાડીને તે એક ઝાડપર ચડી ગયો. સિંહે કહ્યું કે તું નીચે ઉતરે તો હું ખાઉં? બ્રાહ્મણે કહ્યું: મેં તમને અગાઉ વાત કરી હતી કે કોઇને બુરી સલાહ આપવાથી પાપ લાગે છે. હવે તમેજ કહો કે હું નીચે ઉતરૂં તે મુનાસબ છે? સિંહ તે સાંભળી ચાલતોજ થયો. બ્રાહ્મણ ઝાડપરથી ઉતરી પોતાને ઘેર આવ્યો. સારી વાતની અસર જાનવરના દીલપર થાય છે તો માણસના દીલપર ન થાય એ મહા અફસોસની વાત કહેવાય.

## ૧૯૩. પવિત્ર સ્ત્રીની શિક્ષા.

એક દિવસે નુરજહાં બેગમે જહાંગીર બાદશાહને કહ્યું કે આપના મ્હોંડામાંથી ખરાબ વાસ આવે છે. આ વાત બાદશાહે પોતાની જોધ બેગમને કહી કે તમે તો નથી કહેતાં કે તમારા મ્હોંની ખરાબ વાસ આવે છે? જોધ બેગમે કહ્યું કે હજરત! જે સ્ત્રી એકજ પતિનું મ્હોં સુંઘે છે તેને દુર્ગંધ આવતી નથી.

## ૧૯૪. વાતની તરકીબથી ફાયદો.

અમીર જ્યાદબસરીએ એક માણસને કતલ કરવાનો હુકમ કર્યો. તે માણસે ઘણીએ આજીજી કરી પણ જ્યાદબસરીએ કંઇપણ વાત ન સાંભળી અને વધ કરનાર જ્યારે નાગી તલવાર લઇને તેની પાસે આવ્યો ત્યારે આજીજી કરીને કહ્યું કે અમીર ! તમે મને મારી ન નાંખતાં મારો જીવ બચાવો ? હું તમારી પાડોસમાં રહું છું પાડોસીને મારવો એ મોટા માણસનો ધર્મ છે ? અમીરે કહ્યું: તું મારો પાડોસી ક્યાંનો ? તેણે કહ્યું: હું નહિ પણ મારો બાપ તારા બાપનો પાડોસી હતો. તે બન્ને બસરા શહેરમાં સાથે સાથે રહેતા હતા. અમીરે કહ્યું: તારા બાપનું નામ શું ? તેણે કહ્યું: સાહેબ ! આ વખતે મૃત્યુના ભયથી મારૂં નામ પણ યાદ નથી તો બાપનું નામ તો ક્યાંથી યાદ રહે ! અમીર આ હાજર જવાબીપર ખુશી થઇને એને જીવિતદાન આપ્યું. ચટકવાળી વાતપર માણસને પ્રેમ ઉપજે છે, અને તરકીબથી વાત કરતાં માણસ ખૂનીના હાથથી પણ બચે છે.

## ૧૯૫. ગવૈયાની વાત.

એક ગવૈયો ગાયન કળામાં ઘણોજ હોંશિયાર હતો. તે એક રાજાને ત્યાં નોકર રહ્યો. રાજા એના ગાયનપર ખુશી થઇને રોજ રોજ તેનો દરજ્જો વધારતા હતા. ઉસ્તાદ સૌને ગાયન કળા શીખવતો હતો તેથી શિષ્યો પણ વધતા હતા. તેમાં એક શિષ્ય ઘણા મધુર સ્વરથી સારૂં ગાતો હતો. રાજા તે શિષ્ય પર ઘણોજ પ્રેમ રાખતા હતા અને દિવસમાં ઘણીવાર તેનું ગાયન સાંભળતા હતા. એક દિવસે ઉસ્તાદે વિચાર્યું કે રાજા તે શિષ્યપર ઘણીજ મહેરબાની રાખે છે તો ક્યાંક એવું ન થઇ જાય કે મારો ભાવ ન પૂછાય, તેથી ગુરૂએ શિષ્યને ઝેર આપી મારી નાખ્યો. આ વાતની રાજાને ખબર પડતાં તુરત

વધ કરનારને બોલાવી ગવૈયાને મારવાનો હુકમ કર્યો અને કહ્યું કે આણે મારો અરધો યશ ખરાબ કર્યો છે. ગવૈયાએ કહ્યું કે મહારાજા ! મને જીવતો રહેવા દો નહિ તો આપનો બાકી રહેલો અરધો યશ પણ નાબુદ થઇ જશે. રાજાએ વિચાર કરીને તેને જીવતો રહેવા દીધો.

## ૧૯૬. તદબીર.

એક અમીર જેને નોકર રાખતો હતો તેને એમજ કહેતો કે તારે રાત દીવસ નોકરી કરવી અને પગાર માગવો નહિ અને મારી રજા સિવાય ક્યાંય જવું પણ નહિ. એક માણસ તે બધી સરતો કબુલ કરીને નોકર રહ્યો અને એક બે મહીનામાં તો તે મરવા જેવી સ્થિતિએ પહોંચ્યો. તેણે એક યુક્તિ શોધી કાઢી. તે એક વાર રજા લઇને દરીયે ન્હાવા માટે ગયો. જ્યારે પાછો આવ્યો ત્યારે અમીરને કહેવા લાગ્યો કે સાહેબ! મેં આજે દરિયાપર એક નવીન તમાસો જોયો. એક બગલો હતો તેની પાંખો કાગળની, ચાંચ સાકરની અને પગ મીણના હતા, જેથી તે પાણીમાં જઇને માછલાં પકડી શકતો નહોતો. અમીરે પૂછ્યું કે ત્યારે તે કેવી રીતે જીવી શકતો હશે? નોકરે જવાબ આપ્યો કે સાહેબ ! જેવી રીતે હું આશા વગરનો જીવી શકું છું તેવી રીતે તે બગલો પણ જીવતો હશે. અમીરે આ યુક્તિથી ખુશી થઇને તેને પગાર ચુકવી આપ્યો અને તે ઉપરાંત બક્ષીસ પણ આપી. કોઇ પણ માણસને ગમે તેવી આફત આવે પણ નાઉમેદ ન થતાં યુક્તિપૂર્ણ રહેવું. કેમકે માણસ કોઇ બાબત પર વિચાર ચલાવ્યા જ કરે છે તો તેને રસ્તો મળી આવે છે.

## ૧૯૭. સમજની વાત.

એકવાર હિંદુસ્તાનના બાદશાહનો વકીલ ઇરાન દેશમાં ગયો. ઇરાનના બાદશાહે પૂછ્યું કે તમારા ધ્યાનમાં હિંદુસ્તાનના બાદશાહનો દર-

જાને વધારે છે કે ઇરાનના બાદશાહનો ? વકીલે કહ્યું કે મારી સમજમાં તો બંને ચાંદ છે, પરંતુ તે બીજનો ચાંદ છે અને આપ ચૌદમી રાતના ચાંદ છો. આથી ઇરાનનો બાદશાહ ઘણોજ ખુશી થયો, પણ આ ખબર જ્યારે હિંદુસ્તાનના બાદશાહને મળી ત્યારે તેણે વકીલપર અત્યંત દીલગીરી બતાવીને કહ્યું કે તું મારો નોકર થઇને ઇરાનના બાદશાહ પાસે મારો દરજ્જો કેમ ઘટાડયો ? વકીલે અરજ કરી કહ્યું: જહાંપનાહ ! મેં આપનો દરજ્જો ઘટાડયો નથી કેમકે બીજ અને પૂર્ણીમાના ચાંદનું ઘટવું અને વધવું જગજાહેર છે. બાદશાહ તે વાત સાંભળી રાજી થયો. માણસે માણસ જોઇને વાત કરવી જોઇએ કે જેથી કોઇને બુરૂં લાગવાનો વખત ન આવે !

## ૧૯૮. ઈનસાફ.

એક માણસ ઘણાક વરસે પરદેશથી ઘેર આવ્યો અને રાતે ખુબ ખાઇને સુઈ રહ્યો. અકરાંતીયાની માફક ખાધેલું હોવાથી એકાએક બંધકોશ થતાં તે મરી ગયો. ગામના માણસોએ તેની સ્ત્રીએ ઝેર ખવરાવવાથી મરણ પામ્યો છે એમ જણાવ્યું; પરંતુ લાહોરના સુબા નવાબ જકરીયાખાંએ મરનારની સ્ત્રીને પુછ્યું કે રાત્રે તેણે શું ખાધું હતું ? સ્ત્રીએ કહ્યું કે લાડુ બનાવીને સીકામાં રાખી મૂકયા હતા. જે લાડુ બાકી હતા તેને તપાસી જોયા તો ઉપર કીડીઓ ચડેલી દીઠી. એ કીડીઓનું દર પાસે હતું ત્યાં તપાસતાં માલમ પડયું કે તેમાં સાપ મરેલો દીઠો. એ સાપના ઝેરની અસર કીડીઓને ચઢી, અને કીડીઓની અસર લાડુમાં ઉતરી. આ તપાસતાં સ્ત્રી નિર્દોષ ઠરી અને ગામના માણસો વીલા પડયા. જેથી સ્ત્રીને મુક્ત કરવામાં આવી. ગામના તેમજ અન્ય માણસોએ તે ઇન્સાફને માટે શાબાશી આપી. સત્તાવાળાઓએ દરેક ગુન્હાની તપાસ બારીકીથી કરવી કે ખરી હકીકત જણાઈ આવે !

## ૧૯૯. સવાલનો જવાબ.

એક રાતે બાદશાહે સ્વપ્નમાં, જોયું કે પોતાના બધા દાંતો પડી ગયા છે. બાદશાહે જેથી પુરાણીને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછયું તો એક યુવાન માણસે નમ્રતા સાથે કહ્યું કે આપના કુટુંબનાં તમામ માણસો મરી જશે. આ સાંભળી બાદશાહ એ યુવાનપર ઘણો ગુસ્સે થયો. ત્યારે એક ઘરડાએ નમ્રતાથી કહ્યું કે આ સ્વપ્નનું ફળ જુદુંજ છે. આપના કુટુંબનાં માણસો કરતાં આપ દીર્ઘાયુષી થશો. પહેલાએ જે વાત કહી છે તેની તે વાત પણ મેં કહી છે, પણ બોલવા માત્રમાં ફેર છે. જેટલો યુવાન અને વૃદ્ધમાં તફાવત છે તેટલો બોલવામાં પણ તફાવત છે. બાદશાહ યા રાજાની પાસે સ્પષ્ટતાથી એવો જવાબ આપવો કે તેમને માઠું લાગે નહિ યા તો સવાલ જવાબમાં હદથી વધી જવું નહિ.

## ૨૦૦. કુળવાન અને કુળહીનની ઓળખાણ.

રાજા વીરવિક્રમે એકજ ગુન્હામાં ત્રણે ગુન્હેગારોને જુદી જુદી શિક્ષા કરી. એકને કહ્યું કે તારા જેવાને આવું કૃત્ય કરવું ઘટીત નહોતું. બીજાને કહ્યું કે તું હવેથી મોં બતાવીશ નહિ. ત્રીજાને કાળું મોં કરી ગધેડા ઉપર બેસાડી શહેરમાં ફેરવવાનો હુકમ કર્યો. કોઇએ કહ્યું કે અન્નદાતા ! ત્રણેનો ગુન્હો તો એકજ હતો, પણ આપે ઓછાવત્તી સજા કેમ ફરમાવી? વિક્રમે કહ્યું કે તે ત્રણેની ખબર મંગાવો કે તેઓ શું કરે છે. ખબર મંગાવતાં માલુમ પડયું કે જેને શરમાવ્યો હતો તે ઝેર ખાઈ મરી ગયો, જેને મોં ન બતાવવાનું કહ્યું હતું તે દેશ છોડી ચાલ્યો ગયો અને જેને ગધેડા ઉપર ફેરવ્યો હતો તે દારૂની નિશામાં ચકચુર થઈ જુગાર રમતો હતો. જેણે ન્યાય કરવામાં ભૂલ કાઢી હતી તેના તરફ રાજાએ જોયું, તો તે શરમીંદો પડી ગયો.

## ૨૦૧. ઘંટીનું પડ.

એક રાજાએ પોતાના કુંવરને જ્યોતિષ વિદ્યા ભણવાને મોકલ્યો. જ્યારે તે ભણીને ઘેર આવ્યો ત્યારે એક દિવસે રાજાએ પોતાની મુઠીમાં એક મોતી રાખીને પુછ્યું કે કુંવરજી! આ મારા હાથમાં શું છે? કુંવરે લગ્ન કુંડળી બનાવીને કહ્યું કે પત્થરની કોઈ ચીજ છે. રાજાએ કહ્યુંઃ ફરી કહો? કુંવરે ગ્રહની ચાલ જોઇને જવાબ આપ્યો કે ચીજનો રંગ સફેદ છે અને તે ગોળ છે. રાજાએ કહ્યું બરાબર જવાબ આપો? કુવરે કહ્યું: તેની અંદર વચમાં છેદ છે. રાજાએ કહ્યું કે તેનું નામ શું? ત્યારે કુંવરે તેવી વસ્તુનો વિચાર કરીને કહ્યું કે ઘંટીનું પડ છે; રાજા તે સાંભળીને સ્તબ્ધ બની ગયો અને કહ્યું અરે બેવકુફ! તેં એટલું ન વિચાર્યું કે ઘંટીનું પડ તે કંઈ હાથમાં રહી શકતું હશે! રાજાએ મુઠી ખોલીને તે મોતી બતાવ્યું. કુંવર મોતી જોઇને શરમીંદો પડી ગયો, કોઈ અનુભવીએ કહ્યું કે એકમણ વિદ્યા સાથે દશમણ બુદ્ધિ જોઈએ, કારણ કે અક્કલ વિના ઇલમનું જોર કાંઈ ચાલતું નથી.

## ૨૦૨. વિદ્વાન અને વાણીઓ.

એક માણસને ઇલમ જાણવાનો ઘણો શોખ હતો, પરંતુ તેને ઘરમાં દીવો બાળવાને પૈસાનું તેલ પણ મળતું નહોતું. જેથી તે રાત્રે એક વાણીઆની દુકાન પર જઇને તે દુકાનની બત્તીના અજવાળાથી પુસ્તક વાંચતો. વાણીઓ મશ્કરી કરીને તેને કહેતો કે તું કેવા ફાયદા વગરના ધંધામાં પડયો છે કે તારી ઉમર મફતમાંજ જાય છે. તે ધંધો છોડી દઇને મારો ધંધો શીખ કે તારી ગરીબી જતી રહે? તે માણસે વાણીઆની તમામ વાત સાંભળીને કાંઇ પણ જવાબ ન આપતાં પોતાનું કામ કરતો હતો. જ્યારે તે વિદ્વાન થયો અને તેની

પ્રખ્યાતી દેશેદેશમાં પ્રસરી ત્યારે બગદાદના બાદશાહે તે વિદ્વાનની તારીફ સાંભળીને તેને બોલાવરાવ્યો પણ તેણે કહેવરાવ્યું કે મારી પાસે કપડાં વગેરે કાંઇ પણ ન હોવાથી મારાથી આવી શકાશે નહિ. બાદશાહે તેને માટે પોશાક, હાથી, તંબુ, સરદારો, સિપાઇઓ અને નોકરો વગેરેને મોકલી તેડાવી મંગાવ્યો. જ્યારે તે રાજમહેલમાં ગયો, ત્યારે બાદશાહ તેને જોઇને ઘણાજ ખુશી થયા અને તેને સારો પગાર આપવાનો કહીને શાહજાદાને ભણાવવા માટે રાખ્યો. જ્યારે બાદશાહની રજા લઇને પોતાના દેશમાં આવ્યો ત્યારે પુરા ઠાઠમાઠથી અને માલ મિલકત લઈને તે વાણીઆની દુકાન આગળ થઇને નિકળ્યો. પછી વાણીઆને પુછ્યું કે તમારો ધંધો સારો કે મારો? વાણીયો ઘણોજ શરમીંદો પડી ગયો. વિદ્વાને કહ્યું કે શા માટે શરમાઓ છો? થનાર વાત તે થઇ હતી, પણ ગમે તે વિદ્વાનને જે કોઇ નિર્ધન જોઇને હલકો ગણે છે તે કોઇ વેળા ગૃહસ્થ થાય છે, એ ચોક્કસ યાદ રાખજો.

## ૨૦૩. અક્કલવાનોથી બલા દુર.

સીકંદર બાદશાહના અમલમાં એક એવું જાનવર ઉત્પન્ન થયું હતું કે તેની નજર જેના પર પડે તે તુરત મૃત્યુ પામે. તે ખબર શહેરમાં ફેલાતાં લોકોએ શહેર છોડી નાશવા માંડયું. સીકન્દરે હકીમોને બોલાવીને તેનો ઉપાય પૂછ્યો, ત્યારે ઉરસ્તુ કરીને એક પ્રખ્યાત હકીમ હતો તેણે કાચની ગાડી તૈયાર કરાવીને, તેમાં બેસીને તે જાનવર પાસે ગયો, તે જાનવર ગાડીને જોતાંજ સામું આવ્યું કે તુરત મરણ પામ્યું. હકીમે રાજદરબારમાં આવીને સર્વ હકીકત બાદશાહને જણાવી. સીકન્દરે પૂછ્યું કે આનું શું કારણ હતું? હકીમે કહ્યું કે જમીનની અંદરના ઘણા સડેલા સાપો તે જાનવરનું રૂપ લઇને બહાર આવ્યા હતા અને તેનું જે ઝેર હતું તે જાનવરની આંખમાં આવી

ગયું હતું. આ વાતનો મેં વિચાર કરીને કાચની ગાડી બનાવી; કેમકે મને આંખનું ઝેર ન લાગે અને તે પોતાની છબી કાચમાં જુવે કે તુરત મરણ પામે. આપના પ્રતાપથી મને એવી બુદ્ધિ સુજી આવવાથી તે જાનવરનો નાશ થયો. સીકન્દરે હકીમની હીકમતથી ખુશ થઇ ખુબ ઇનામ અને ગરાસ આપ્યો. કહેવત છે કે " અક્કલવાનોથી બલા દૂર. "

## ૨૦૪. કેફથી ખરાબી.

જેપુરના માજી રાજા કાંકલજી અજમેરના પહાડોમાં મીઆણા લોકોની સાથે લડાઇ કરતા હતા. પરંતુ તેઓ જીત મેળવી શકતા. હમેશાં હથીઆર સજીને તૈયારજ રહેતા અને સર્વ એકત્ર બળથી લડતા હતા. એક દીવસ મીઆણા લોકોનો ભંગી એકાએક કાંકલજીને જંગલમાં મળ્યો. રાજાએ તેનો સારો આદરસત્કાર કરીને પોતાના પક્ષમાં લીધો, અને કહ્યું કે મીઆણાઓ મને હમેશાં સતાવ્યા કરે છે માટે તું મદદ કરે તો તેઓને હરાવીને હું તને મોટો હોદ્દો આપીશ. ભંગી તે રાજાની વાતમાં ફસાઇ ગયો. તેણે રાજાને જણાવ્યું કે તે લોકોની બહાદૂરી અને હુશીયારી જોતાં જીત મેળવવી મુશ્કેલ છે; પરંતુ દિવાળીને દીવસે તે લોકો શરાબ પીને બેહોશ થઇ જાય છે તે દિવસે આપ હુમલો કરશો તો જરૂર ફતેહ પામશો. રાજાએ તે વાત બીજા કોઇને ન જણાવવા સોગંદ લઇને તેને રજા આપી. ત્યાર પછી દીવાળીને દિવસે લશ્કર લઇને મીયાણા લોકો ઉપર હુમલો કર્યો. તે વખતે મીઆણાઓ પહાડની ગુફાઓમાં નિશામાં ચક્ચૂર પડયા હતા, તેઓને કાપી નાંખ્યા અને પહાડ પર પોતાની સત્તા જમાવી દીધી. ભંગીઆએ રાજાને મુબારકબાદી આપીને કહ્યું કે આપના કહ્યા મુજબ મને નોકરી

આપો ? રાજાએ કહ્યું ઠીક. રાજાએ મીઆણા લોકોનાં માથાં કાપીને એક ચબુતરો બનાવ્યો. પછી તેને પુષ્કળ જરઝવેર આપીને કહ્યું કે હું મારી ફરજ અદા કરી ચૂક્યો છું. હવે ફક્ત તને મોટો કરવો બાકી છે. આમ કહીને વધ કરનારને હુકમ કર્યો કે આનું માથું કાપીને મીઆણા લોકોના માથા પર મુકો, કારણ કે એ ઘણા વખતથી તે લોકોનું નિમક ખાતો હતો, જ્યારે એનો સાથી ન થયો તો આપણો તો શી રીતે થશે ? વધ કરનારે તે ભંગીનું માથું કાપી નાંખ્યું. રાજાએ તે ભંગીના દીકરાને પાઘડી બંધાવીને તેના બાપને જે લાગો મળતો તે તેને આપવા હુકમ કર્યો, જે માણસ નિમકહરામી કરે છે તેને ભંગી જેવીજ દશાએ પહોંચવું પડે છે.

## ૨૦૫. ચોબા.

એક ચોબો બળદની ગાડીમાં બેસી પુરીઓ ખાતો ખાતો જતો હતો. તે ચોબાને જોઇને એક બ્રાહ્મણ બોલ્યો કે ચોબાજી! આપ બળદની ગાડીમાં ચોકો કર્યા વિના પુરીઓ ખાઓ છો ? ચોબે કહ્યું શાલા! તું એટલુંએ નથી સમજતો કે જેના છાણનો ચોકો કરીએ છીએ તેને તો ગાડીએ જોડવામાં આવ્યો છે.

## ૨૦૬. ચોરની ઇજ્જત.

કોઈ રાજાના અમલમાં ચોરી કરતાં ચાર ચોર પકડાયા હતા. રાજાએ તે લોકોને શૂળીએ ચઢાવવાની શિક્ષા ફરમાવીને વધ કરનારને સોંપી દીધાઃ જ્યારે ચોથાનો વારો આવ્યો ત્યારે તેણે વિચાર કર્યો કે શૂળીથી બચવાનો કોઇ ઉપાય કરવો જોઇએ. ચોરે કહ્યું ભાઇ! અમારામાંથી ત્રણને તો મારી નાખ્યા, પણ ફક્ત હુંજ એકલો રહ્યો છું. મારી પાસે એવી વિદ્યા છે જે કેવળ રાજાને લાયકનીજ છે તો એકવાર મને રાજાની

સાથે મુલાકાત કરાવે તો તે વિદ્યા તેમને બતાવ્યા પછી તું મને શળીએ ચડાવજે, નહિ તો એવી ઉત્તમ વિદ્યા મારા મરણની સાથેજ નાશ પામશે. વધ કરનારે ચોરની વાત રાજાને પહોંચાડી. રાજાએ ચોરને બોલાવીને પૂછ્યું તો તેણે હાથ જોડીને કહ્યું કે પૃથ્વીનાથ! હું સોનાની ખેતી કરવાની વિદ્યા જાણું છું. એક સરસવ જેટલા સોનાનું બી વાવવાથી એક મહીનામાં તેનું મોટું ઝાડ થાય છે, તે ઝાડને ટકાભાર સોનાનાં ફુલ આવે છે. મહારાજા વધારે શું કહું! આપ મારા કહેવા મુજબ કરી જુએ તો આપને ખરા ખોટાની તુરત ખાતરી થાય. આ સાંભળીને રાજા અત્યંત આશ્ચર્ય પામ્યો અને કહ્યું કે અરે ચોર! તું તે વાત ખરી કહે છે? ચોરે કહ્યું કે મહારાજા આપ ભગવાનનું રૂપ છો અને ઉપર ઇશ્વર ને નીચે આપ છો. આપથી જુઠું બોલીને હું કેવી રીતે બચવા પામીશ? મેં જે બીના જણાવી તે અજમાવી જુએ. કદાચ એક મહીને પણ મારી વાત જુઠી માલમ પડે તો, આપ ખુશીથી પ્રાણદંડની શિક્ષા કરજો. રાજાએ જણાવ્યું કે ઘણી ખુશીની સાથે તે ઇલ્મની અજમાયશ કરી બતાવ. ચોરને સરસવ જેટલા સોનાનું બી બનાવી આપ્યું. ચોરે અંતઃપુરમાં ક્રીડા સરોવરની પાસે ભૂમિ મુકરર કરી. રાજા, પ્રધાન અને દરબારીઓ વિગેરે તે જોવાને માટે ઉભા હતા તે સમયે ચોરે હાથ જોડીને કહ્યું કે મહારાજા! હવે બી વાવવાને માટે કોને આજ્ઞા ફરમાવો છો? રાજાએ કહ્યું તુંજ વાવ. ચોરે કહ્યું કે મહારાજા! મને તે બી વાવવાની લાયકાત નથી. જો એમજ હોત તો હું આવી વિદ્યાને જાણનારો છતાં દરિદ્રતાનું દુઃખ વેઠતજ નહિ, તેમ ચોરી કરતજ નહિ. જે માણસે આખી ઉમરમાં એક તરખલાની પણ ચોરી કરી નથી તેજ આ બી વાવી શકે છે. રાજાએ વિચારપૂર્વક જણાવ્યું કે મારાથી

પણ આ બી વાવી શકાશે નહિ કારણ કે મેં બચપણમાં પિતાજીનું ધન ચોરીને વાપર્યું છે. ચોરે કહ્યું કે ત્યારે પ્રધાનજી બી વાવે. પ્રધાને કહ્યું કે હું સર્વ રાજકાર્યભાર ચાલવું છું તો મારાથી એમ કેમ કહેવાય કે કાંઇ ગોટાળો નહિ કર્યો હોય! ચોરે કહ્યું ત્યારે ન્યાયાધિશ સાહેબ વાવે. ન્યાયાધિશે જણાવ્યું કે મેં લાખો કેસના ફેંસલા કર્યા છે તો કેમ કહી શકું કે રૂસ્વત નહિ લીધી હોય. ચોરે કહ્યું ત્યારે આ દરબારીઓમાંથી કોઇ વાવે. દરબારી બોલી ઉઠયા કે અમે તો કંઇકના માલ ઉચાપત કરી ગયા છીએ અને ભલા ભલા ના પાડે તો અમારૂં શું ગજું. પછી ચોરે કહ્યું. જ્યારે બધાએ ચોર છે તો મેં શો અપરાધ કર્યો? આ સાંભળી સૌ હસી પડયા, રાજા પણ હસીને બોલ્યો: ચોર! તું દુરાચારી હોઇને પણ બુદ્ધિમાન છે જેથી તને શળીની શિક્ષા માફ કરવામાં આવે છે. તું હાસ્યરસમાં પ્રવીણ છે માટે તારે હમેશાં મારી હજુરમાં હાજર રહેવું.

## ૨૦૭. ઘોડાની અને ગધેડાની ઓળખાણ ન પડી!

એક માણસ મનમાં હવાઈ કીલ્લા બાંધતો કે જો પૈસાવાળો થાઉં તો જરૂર એક ઘોડો ખરીદું; અને સાંજ સવાર તે પર સવાર થઇ ગામની સ્ત્રીઓની ચેષ્ટા જોવા ગામમાં ફરવા નીકળું, તે કારણને લીધે તે હમેશાં ઘોડો મેળવવા પરમેશ્વરને અરજ કર્યા કરતો હતો. જે મહોલ્લામાં તે રહેતો હતો તે મહોલ્લામાં દૈવયોગે ચોરી થઇ. સિપાઇઓએ તપાસ ચલાવતાં તે માણસપર વહેમ આવ્યો કે જે ઘોડો મેળવવાની આશા રાખતો હતો તેને સિપાઇઓ પકડીને રાજા પાસે લઈ ગયા. રાજાએ તેને કાળું મોં કરી ગધેડા પર બેસાડી ગામમાં ફેરવવાની શિક્ષા કરી. જ્યારે તે ગધેડા પર બેઠો ત્યારે બોલ્યો કે હે પરમેશ્વર! તું આટલો વખત થયાં પરમેશ્વરપણું કરે છે પણ તને ગધેડાની કે ઘોડાની ઓળખાણ ન પડી?!

## ૨૦૮. ખરા એદી.

શાહજહાં બાદશાહ ઘણોજ મિલનસાર હતો, તેણે રાજની અંદર એક એદીખાનું બનાવ્યું હતું તેમાં એદીઓને નામે ઘણા ખરા લુચ્ચાઓ પણ પળાતા હતા, જેથી વજીરે ખરા એદી અને ખોટા એદીની પરિક્ષા કરવા વિચાર કર્યો. એક દીવસે તે એદીઓને ખૂબ નિશો કરાવી તથા ખાવાને મીઠાઇ આપીને કહ્યું કે જે માણસ ખાતાં ખાતાં શરીર ખંજવાળશે નહિ, તેને હજાર રૂપીયા ઇનામ આપવામાં આવશે. જેટલા ખરા એદી હતા તે તો ખાતા ગયા અને શરીર ખંજવાળતા ગયા અને જેઓ લુચ્ચા હતા તેઓએ ખાતાં ખાતાં રૂપીઆની લાલચે બીલકુલ ખંજવાળ્યું નહિ. વજીરે લુચ્ચાઓને ઓળખી લઈ કાઢી મુક્યા.

## ૨૯૦. જે કાંઇ પ્રભુ કરે તે ખરૂં.

એક કાચબાને અને કૌવાને મિત્રતા હતી. કામ પડતાં તેઓ એક એકને મદદ કરતા હતા. એક દિવસે કોઈ કીડીમારે કૌવાને પકડયો, ત્યારે કાચબાએ કીડીમારને કહ્યું કે તેને પકડવાથી તને શો ફાયદો થશે? કીડીમારે કહ્યું કે બે પૈસા મળશે. કાચબાએ કહ્યું કે જો તું એને છોડી દે તો હું તને એક મોતી આપું. તેણે કહ્યું ઠીક. કાચબાએ ડુબકી મારી મોતી લાવી આપ્યું, પણ તેણે કૌવાને ન છોડયો. કાચબાએ કહ્યું કે મેં તને મોતી લાવી આપ્યું તો પણ તું તેને કેમ છોડતો નથી? તેણે કહ્યું કે એક મોતી ફરી આપે તો છોડી દઉં. કાચબે કહ્યું કે કૌવાને છોડી દે તો આપું. કીડીમારે કહ્યું તારો કેવી રીતે વિશ્વાસ લાવું? કાચબે કહ્યું મારો રોજનો ધંધો છે તો તેમાં મને શી મહેનત પડવાની છે કે જુઠું બોલું. કીડીમારે કૌવાને છોડી દીધો. કાચબાએ ડુબકી મારીને બીજું મોતી લાવી

આપ્યું, ઢીડીમારે કહ્યું આ મોતી નાનું છે? કાચબાએ કહ્યું કે હમણાંનું નાનું અને અગાઉનું આપેલું મોટું મોતી પાછું આપે તો તેના જેવું બીજું લાવી આપું. ઢીડીમારે તેમ કર્યું. કાચબાએ ડુબકી મારી તે કલાક બે કલાક થયાં પણ આવ્યો નહિ. ત્યારે ઢીડીમાર વિચારમાં પડયો કે છેતરાયો તો નથી ને? એવામાં કાચબો બહાર આવીને કહેવા લાગ્યો કે શા માટે બેઠો છે? જે કાંઈ પ્રભુ કરે તે ખરૂં! એક તો તે કૌવાને પકડીને મારી સાથે વિરોધ કર્યો અને બીજું એક મોતીથી તૃપ્તિ ન થતાં બીજા માટે મને છેતરવા તૈયાર થયો. હું તારા કયા ગુણને લીધે મોતી આપું? માટે ચાલ્યો જા? આટલું કહી કાચબો ડુબકી મારી નાશી ગયો. ઢીડીમાર વીલેમોંઢે રવાના થયો અને કહ્યું કે ખરેખર! જે કંઈ પણ પ્રભુ કરે તે ખરૂં.

## ૨૧૦. સમજ વિનાનો દિકરો.

એક શાહુકારે મરતી વેળાએ પોતાના દીકરાને ત્રણ શીખામણ આપી હતી. ૧ કોઈ પણ વેળાએ તડકામાં જવું નહિ. ૨ હમેશાં અનાજ મીઠું કરીને ખાવું. ૩ ઉધાર આપીને માગવું નહિ. મુર્ખ છોકરાએ તે પ્રમાણે ધંધો શરૂ કર્યો. તે તડકાના ભયથી હમેશાં ઘરમાંજ બેસી રહેતો, અને મેવા મીઠાઈ ખાતો અને લોકોને ધન ઉધાર આપતો. આવા આચરણથી તે થોડા વખતમાં ગરીબ સ્થિતિએ પહોંચ્યો. ત્યારે ગભરાઈને પોતાના પિતાના મિત્રની પાસે ગયો અને બોલ્યો, હું તો પિતાની આજ્ઞા પાળવા જતાં કંગાલ થયો છું. તેના પિતાના મિત્રે કહ્યું કે તારા પિતાના ઉપદેશનો અર્થ તું નથી સમજ્યો. પહેલા ઉપદેશનો અર્થ એવો છે કે સવારથી દુકાને જવું અને સાંજ પડે ઘેર આવવું જેથી તડકો ન લાગે અને કામ સારી રીતે થાય. બીજા ઉપદેશનો અર્થ એ છે કે પશુની માફક આખો દિવસ ખા ખા ન કરતાં

જ્યારે ભુખ લાગે ત્યારેજ ખાવું, જેથી અનાજ ખાતાં મીઠું લાગે અને શરીરને રોગ ન થાય. ત્રીજા ઉપદેશનો અર્થ એવો છે કે જેને ૧૦૦ રૂપીયા ધીરવા હોય તેની પાસેથી ૨૦૦ નો અવેજ લેવો કે જેથી તેની પાસે પૈસા માગવા જવું પડે નહિ અને તેઓની મેળેજ આપવા આવે. ત્યારબાદ છોકરાએ ફરીથી કમર કસીને તે પ્રમાણે વર્તવા માંડયું, એટલે તેને પ્રથમના કરતાંએ વધારે સુખ પ્રાપ્ત થયું.

## ૨૧૧. જુગારી.

એક સિપાઇ જુગારી હતો જ્યારે જીતતો ત્યારે ખૂબ આનંદમાં આવી એવો મસ્ત થતો કે તેના શરીર પરનાં કોઇ કપડાં ઉતારી જાય તો તેની પણ તેને ખબર રહેતી નહિ. તેવી આશાને લીધે પાચેક લુચ્ચાઓ હમેશાં તેની સાથેજ ફરતા હતા અને તક મળતાંજ તેનો પૈસો કાઢી લેતા. એક વેળા તે સિપાઇ કોઇ બીજે ઠેકાણે જુગાર રમવા ગયો. તે જેમ રૂપીયા જીતતો જતો તેમ આગળથી ખસવી ખસવીને પાછળ કાઢતો હતો, અને લુચ્ચાઓ પાછળથી ઉપાડી લેતા હતા. એટલામાં કોઇએ તે જોઇને કહ્યું કે જુઓ "કોના પૈસા કોણ ઉડાવે છે?" બીજાએ કહ્યું શું તમે એ કહેવત નથી સાંભળી કે "આંધળી દળે ને કુતરા ખાય, પાપીનું ધન એળે જાય."

## ૨૧૨. અમીર અને મુલ્લા.

એક અમીર મરવાની તૈયારી પર હતો ત્યાં એક મુલ્લાં તેની પાસે જઇને બોલ્યો કે હવે આપ થોડા દિવસના મહેમાન છો. આ વખતે આપને ઉચિત છે કે બે હજાર રૂપીયા મને મસજીદ બનાવવા માટે આપો તો આપને એથી મહા પુન્ય થશે. આ વખતે અમીરનો દમ ઘુંટાઇ રહ્યો હતો જેથી એકાએક માથું દરદમાં હાલી ગયું. તે વખતે એનો છોકરો ત્યાં હાજર હતો તેને મુલ્લાંએ કહ્યું કે જુઓ.

તમારો બાપ રૂપીયા આપવા માટે હા કહે છે. અમીરના છોકરાએ પોતાના બાપને કહ્યું કે આપ કહેતા હો તો આ મુલ્લાંને એક લાત મારૂં. એવામાં અમીરનું માથું પહેલાંની માફક દરદના જોરથી હાલ્યું. અમીરના છોકરાએ મુલ્લાંને પીટીને કાઢી મૂકયો.

## ૨૧૩. ગવૈયો.

એક અમીરે કોઈ ગવૈયાને જમવા માટે બોલાવ્યો, જ્યારે ગવૈયો જમી રહ્યો ત્યારે અમીરે કહ્યું: તમે તમારો સીતાર કેમ નથી લાવ્યા? ગવૈયે જવાબ આપ્યો: સાહેબ! મારો સિતાર કાંઇ ખાવાનું ખાતો નથી કે તેને સાથે લાવું.

## ૨૧૪. વાણીયો અને ચોર.

એક રાત્રે એક વાણીયાના ઘરમાં ચાર ચોર પેઠા. તેઓ ગાંસડી બાંધીને નાશવાની તૈયારી કરતા હતા તેવામાં તે વાણીઆની આંખ ઉઘડી અને જોઇ લીધું કે ચોર તો ચાર છે અને હું તો એકલો છું. કદાચ હું પોકાર કરૂં અને ચોર મને મારી નાંખે તો શું કરૂં? તેથી તેણે એક હીકમત શોધી કાઢી. તેની સ્ત્રીને ચુપકીથી જગાડીને કહ્યું કે ઘરમાં ચોર આવેલા છે માટે તું રોવા લાગ અને બોલતી જા કે હાય મને એકલી મૂકી જશો! સ્ત્રીએ તેમ કર્યું. તે પોકાર સાંભળી મહોલ્લાવાળા લોકો એકઠા થયા અને રોવાનું કારણ પૂછ્યું. સ્ત્રીએ કહ્યું, મારા ધણી મને એકલી મૂકીને જગન્નાથજી જવાનું કહે છે. સૌ વાણીયાને કહેવા લાગ્યા કે સ્ત્રીને એકલી મૂકીને જગન્નાથજી જવું તમને ઘટતું નથી. વાણીઓ ચોરની તરફ ઈસારો કરીને કહેવા લાગ્યો કે ભાઇઓ! હું શું કરૂં? સાથવાળા તો ગાંસડી પોટલાં બાંધીને તૈયાર થઇ રહ્યા છે. આ સાંભળતાંજ ચોર લોકો બધું પડતું મૂકી જીવ લઇ નાઠા.

## ૨૧૫. લોભી બાદશાહ.

બાદશાહ કારૂન કરીને એક મહા લોભી હતો, તેણે રૈયતપર એટલા બધા ટેક્સ નાંખ્યા હતા કે જેને લીધે તમામ રૈયત અન્ન વિના મરણ પામવા લાગી. તો પણ તેને તેટલાથી સંતોષ ન થતાં તેના બાપદાદાના વખતનો જુનો પ્રધાન હતો તેને કહ્યું કે તું બતાવ કે ધન કયા ઠેકાણે બાકી છે? પ્રધાને હાથ જોડીને કહ્યું: જહાંપનાહ! આખી દુનિયાની તમામ દોલત આપના ખજનામાં આવી ચૂકી છે અને કોઈ જગા બાકી રહી નથી. પણ તે લોભી બાદશાહે કહ્યું કે કયાંઇ દાટેલી, દબાયેલી, મુકાએલી જ્યાં હોય ત્યાંથી બતાવ નહિ તો તારો જીવ નાહક ગુમાવીશ. તે સાંભળી પ્રધાન બોલ્યો કે ખુદાવીંદ! બીજે તો મારા જાણવામાં નથી, પરંતુ આપના બાપદાદાની કબરમાં લાખ અશરફીઓ તેમને દફનાવતી વેળાએ મુકવામાં આવી હતી તે હું જાણું છું. બાદશાહે તેથી હુકમ આપ્યો કે મારા રાજ્યની અંદરની તમામ કબરો ખોદી નાખો અને તેમાંથી જે દોલત નીકળે તે ખજાનામાં હાજર કરો. હુકમ મળતાંજ લાલખાં બેલદાર નિકળ્યો. તેણે તમામ કબરોને ખોદીને કરોડો રૂપીયા લાવી ખજાનો તર કર્યો. તે વાતની ખબર એક ફકીરને થતાં તે રાજ્યમાં આવ્યો અને બાદશાહના મહેલની નજીકમાં તેણે મુકામ કર્યો. તે ફકીરને દરરોજ જ્યાંથી ઇંટા મળતી ત્યાંથી લાવીને પોતાના મુકામ પર એકઠી કરતો. થોડા દીવસમાં તે ઇંટાનો એક મોટો ઢગલો થઈ ગયો. એક દીવસ બાદશાહ મહેલના ઝરોખામાં દુરબીન વડે જોતા હતા, તેવામાં એક માણસને ઇંટા વીણતો જોઇને પ્રધાનને પૂછ્યું કે તે ઇંટા એકઠી કરનાર માણસ કોણ છે? પ્રધાને કહ્યું કે ખુદાવીંદ! તે ફકીર છે અને બારેક માસથી અહીંઆં રહે છે. જ્યાંથી ઇંટા મળે છે ત્યાંથી લાવીને એકઠી કરે

છે, અને તેને કોઈ મના કરે છે તો મારવા દોડે છે, ને સાંભળી બાદશાહ કાંઇ બોલ્યો નહિ; પરંતુ રાત્રે તે ફકીર પાસે જઇને બેઠો. ફકીરે પૂછ્યું તું કોણ છે? બાદશાહે કહ્યું: પીરસાહેબ! હું કારૂન આપનો તાબેદાર છું. ફકીરે કહ્યું બાબા! તું મારી પાસે કેમ આવ્યો છે? બાદશાહે કહ્યું: આપે આ ઇંટો શા માટે એકઠી કરી છે? ફકીરે કહ્યું; જે માટે તેં દોલત એકઠી કરી છે તે માટે મેં ઇંટો એકઠી કરી છે. બાદશાહે કહ્યું, મુરસદ મહેરબાન! દોલત અને ઇંટો સાથે શો સંબંધ? ફકીરે કહ્યું: બાબા! મરણ સમયે બન્ને બરાબર છે. કારણ કે તું દોલત છાતી પર રાખીને લઇ જવાનો નથી, તેમ હું ઇંટો પણ લઈ જવાનો નથી. આ તો સર્વ ખુદાની ચીજો છે. સર્વ અહિંનું અહિંજ પડયું રહેશે. તું દોલત જોઇને સંતોષ પામે છે, હું ઇંટો જોઇને સંતોષ પામું છું. આ સાંભળતાંજ બાદશાહને એક ફટકા જેવું લાગ્યું, અને ફકીરના ચરણારવિંદમાં શીશ મુકીને બોલ્યો કે પીર મુરશદ! આપે ખરૂં કહ્યું, પરંતુ મારે શું કરવું યોગ્ય છે? ફકીરે કહ્યું: જેટલા ગરીબ હોય તેને ધન વહેંચી આપો, અને મસજીદો બંધાવી સદાવ્રત આપો તથા હમેશાં ખુદાની બંદગી કરો. એટલું કહીને ફકીર જંગલમાં ચાલ્યો ગયો અને કારૂન બાદશાહે મહેલમાં જઇને ફકીરના કહેવા મુજબ દોલતનો સદુપયોગ કર્યો, અને તે ફકીર થઇને જંગલમાં ચાલ્યો ગયો.

## ૨૧૬. તાલમબાજ.

એક તાલમબાજ રસ્તામાં કોઈ લેખકને મળ્યો. તે લેખકે એક વાહીયાત જેવી (કચરામાં ખપે તેવી) ચોપડી રચી હતી. તાલમબાજે કહ્યું: વાહ! આપે તો પુસ્તક રચ્યું છે તે આટલા દીવસો

થયા પણ વાતએ કરતા નથી. વાહ ! તમે પણ ચપળ માણસ છો. તમારી ચોપડીનાં કેટલાંક પાનાં મેં વાંચી જોયાં તો તેમાં એવી ઉમદા ચીજો લખેલી છે કે તેવી બીજા કોઈ પણ પુસ્તકમાં નથી. તે લેખક પુસ્તકના વખાણથી ફુલીને ઢોલ થઈ ગયો અને બોલ્યો: આપની કદરદાનીનો હું અત્યંત આભાર માનું છું. મહેરબાની કરીને બતાવશો કે તે પુસ્તકમાંથી આપે કઈ કઈ ચીજો પસંદ કરી છે? તાલમબાજે કહ્યું: આજ સવારમાં હું મીઠાઇવાળાની દુકાન આગળથી નિકળતો હતો ત્યારે એક છોકરો તે દુકાનેથી ગરમાગરમ કચોળી, જાંબુ અને જલેબી આપની ચોપડીના પાનામાં બાંધીને લઇ જતો હતો.

## ૨૧૭. કંગાલની ચતુરાઈ.

એક માણસ કોઇ કાર્ય પ્રસંગે બહાર ગયો હતો, તેવામાં તેની પુત્રી મરણ પામી હતી. તેવામાં એક ભીખારી ભીક્ષાની લાલચથી દોડતો દોડતો કયાંક જતો હતો, તે રસ્તો ભુલી જવાથી થાકીને તે માણસના આંગણામાં બેઠો. ચોકીદારે તેને પકડીને મારવા માંડયો એટલે તે ઘરવાળાની સ્રીએ તેને જોયો. સ્રીને દયા આવવાથી તેને ચોકીદાર પાસેથી મુક્ત કરાવ્યો. પછી તેને બોલાવી પૂછ્યું કે તું કોણ છે, અને અહીં શા માટે મારા આંગણામાં બેઠો છે? ભીખારીએ પોતાને બેઇજ્જતથી બચવા ખાતર કહ્યું કે હું પરમેશ્વરને ત્યાંથી આ મૃત્યુ લોક જોવાને માટે આવ્યો છું અને જોઇને તુરત પાછો જવાનો છું. એટલા માટે દોડતો હતો પણ રસ્તો ભૂલી જવાથી તમારા આંગણામાં બેઠો હતો. તેથી મારો અપરાધ માફ કરશો. તે સ્રીએ કહ્યું કે જો તમે પરમેશ્વરને ત્યાંથી આવ્યા છો તો મારી પુત્રીનું નામ પ્રિયા છે અને તે એક વર્ષથી મરી ગઈ છે તેને તમે ત્યાં જોઈ હશે? કંગાલે કહ્યું: હા, મેં તેને જોઇ છે પરંતુ તે

બીચારી ઘણીજ દુઃખી છે. લ્યો હવે મારે મોડું થાય છે માટે જવા દો. સ્ત્રીએ કહ્યું: કૃપા કરીને થોડીવાર બેસો. કહો તેને ત્યાં શું શું દુઃખ પડે છે. કંગાલે કહ્યું: કરણીનાં ફળ ભોગવે છે. તેને પુરૂં ખાવાનું મળતું નથી, તેથી તમને યાદ કરીને રૂવે છે. સ્ત્રી તે સાંભળીને રોવા લાગી અને બોલી: તમે મારા નસીબેજ આવી ચડ્યા, જરાવાર બેસો તો હું મારી પુત્રી માટે કાંઇ ખાવાનું આપની સાથે મોકલાવું. કંગાલે કહ્યું: ભગવાનની કચેરીમાં મોટા મોટા બહાદૂરો ચોકી કરે છે અને અંદર જનાર આવનારની ઝડતી લે છે, તેથી તેઓ અંદર કંઈ લઈ જવા દેતા નથી. સ્ત્રીએ પગમાં શીશ નમાવી કહ્યું: મહારાજ ! જે કાંઈ લઇ જવાનું હોય તેટલું તો લઈ જાઓ. હું તમારો જન્મોજન્મ ઉપકાર માનીશ. કંગાલે કહ્યું: ખાવાનું કે કપડાં લત્તાં કાંઇ પણ કામનાં નથી, પણ તે જીવે ત્યાંસુધી થોડું થોડું ખર્ચવા ચાલે તેવી રોકડ રકમ આપો કે તેને લઇ જવામાં હરકત ન આવે! લાવો, જલ્દી લાવો! મારે મોડું થાય છે. સ્ત્રીએ ઘરમાં હતા તેટલા તથા બાકીના આડોસીપાડોસી પાસેથી લાવીને કંગાલને ૫૦૦ રૂપીઆ આપીને કહેવા લાગી કે હવે તે ખાવાનું લઇને સુખી થશે ને ? કંગાલે કહ્યું: બેશક ! ઇશ્વરની નગરીમાં મોટી મોટી દુકાનો ઘણી છે. ત્યાંથી જે જોઇએ તે લેશે. લ્યો, રામ રામ, આટલું કહી કંગાલ ઠગાઇ કર્યાના ડરનો માર્યો ઝટ વિદાય થયો એટલામાં તે સ્ત્રીનો ધણી ઘેર આવ્યો, તેને પાડોસણે કહ્યું કે તમારી સ્ત્રીને એવી તે શી જરૂર પડી હતી કે રૂપીઆ લેવા આવ્યાં હતાં ? તેણે કહ્યું કે મને કંઇ ખબર નથી. ઘરમાં જઇને સ્ત્રીને પૂછ્યું, ત્યારે તેણે સર્વ હકીકત જણાવી. ધણીએ કહ્યું: અરે ગમાર ! તેં આ શો અનર્થ કર્યો ? તને કોઇ પાકો ઠગ મળ્યો. સ્ત્રી બીચારી ભોળા-

ભાવથી બોલીઃ તે તો ખરેખર બીચારો ઇશ્વિરના ત્યાંનો હતો. ધણી-એ કહ્યુંઃ બતાવ તે કઇ તરફ ગયો ? સ્ત્રી તેનું વસ્ત્ર પકડીને રોતાં રોતાં બોલીઃ તમારે તેનું શું કામ છે ? જવાદ્યો તેને હેરાન કરશો તો તે ત્યાં જઇને આપણી દીકરીને હેરાન કરશે, તે તો તેને મુકામે ક્યારનોએ પહોંચી ગયો હશે. શા માટે દીકરીના દુઃખનો વિચાર કરતા નથી !:આવો પૈસાનો લોભ ન રાખો ! દીકરીની આશીષથી પૈસા તમને પરમેશ્વર પુષ્કળ આપશે. તેના ધણીએ વસ્ત્ર છોડાવી ઘોડેસ્વાર થઇ ચોકીદાર પાસે જઇને પૂછ્યું, ચોકીદારે કહ્યું કે હમણાંજ તે આડું અવળું જોતો સામેની ગલીમાં ગયો. માલિકે ઘોડાને ઉતાવળે હંકારી તેની પુંઠ પકડી.

કંગાલે પાછળ વળીને જોયું તો ઘોડેસ્વારને આવતો જોઇને ડરનો માર્યો પરસેવાથી ભીંજાઇ ગયો, કંગાલે બચવા માટે ઝાડપર ચડવા માંડયું. ઘોડેસ્વાર નજદીક આવતાં તો તે ઝાડ પર ચડી ગયો. માલિકે કહ્યુંઃ હરામજાદા ! મારે ઘેરથી ઠગાઈ કરીને નાશી આવ્યો છું. જો બચવું હોય તો નીચે ઉતર ! કંગાલે કાંઇ પણ જવાબ ન આપ્યો, ત્યારે માલિકે જાણ્યું કે ધમકીથી કામ થવાનું નથી. પ્રપંચી તો પ્રપંચથીજ ફસાય છે.

મહારાજ ! મને હવે તમારી પરિક્ષા થઇ ચુકી, મેં તમને હરામ-જાદો કહ્યો હતો પણ તમે બીલકુલ ગુસ્સે ન થયા એ ખરેખર તમારી લાયકાત જોઇને તમે પરમેશ્વરને ત્યાંથી આવ્યા છો એમ સાબીત થાય છે. આપ પરમેશ્વર જેવા હોઇને બીજાઓને ફાયદો કરો તેવા છો.

આપ મારે ઘેર પધારો તો તે રૂપીઆ આપનેજ ભેટ કરવા ચાહું છું. મારી દીકરીને મોકલવા નથી, કારણ કે તે અમારો પ્રેમ છોડીને નિર્દય થઈ ચાલી ગઈ છે. તમે દયા કરીને મારે ઘેર પધારો. કંગાલે કહ્યુંઃ ભાઇ ! આ થેલી તો તમારી પુત્રીના નામની થઇ ચુકી

છે, મને ભેટ કરવી હોય તો હું પૈસાને લેતો નથી. આજ એક મજલ કરીને આટલે પહોંચ્યો છું, કાલ આથી અધર જઈશ, પરમ દીવસ એથી અધર, એમ કરતાં સાતવારે પરમેશ્વરની દુનિયામાં પહોંચી જઈશ. માલીકે જાણ્યું કે આવી રીતે રૂપીઆ હાથમાં આવે તેમ નથી એટલે ઘોડાને ઝાડની ડાળ સાથે બાંધીને તે પણ ઝાડપર ચડયો. કંગાલ બીજી તરફથી ઉતરીને ઝટ ઘોડાપર સ્વાર થઈને નાઠો. માલીકે બુમ પાડી કહ્યું: ભાઈ! એ ઘોડો પણ મારી દીકરીને મારા તરફથી આપજો. આવી રીતે આજ કાલ ધુતારા સાધુઓ ભોળાં સ્ત્રી પુરૂષોને ઠગે છે. માટે તેમનાથી સાવચેત રહેવું.

## ૨૧૮. લપોડશંખ પંડિત.

એક જમીનદારની સ્ત્રી સગર્ભા હતી. સંજોગવશાત તે ગામમાં એક પંડિત આવી ચડયો અને કથા કહેવા લાગ્યો. એક દીવસ કથા સાંભળીને ત્યાંના ઠાકોર સાહેબને વિશ્વાસ આવી ગયો કે પંડિત જે કહેશે તે સાચુંજ કહેશે. એક દીવસ તેમણે પંડિતને પૂછ્યું કે મારી સ્ત્રીને દીકરી અવતરશે કે દીકરો? ત્યારે પંડિતે વિચાર્યું કે આ ગામમાં હજી આપણે રહેવાનું છે. જો મારૂં કહેલું ખોટું પડશે તો બેઇજ્જત થઈને ગામ બહાર નિકળવું પડશે, માટે એવું કહું કે ન દીકરાનું કે ન દીકરીનું ઠરે, અને બંને બાજુ અર્થ રહે. પંડિતે કહ્યું કે એમ કંઇ એવી બાબત કહી દેવાય નહિ. તમારો પ્રત્યુત્તર હું એક કાગળ ઉપર લખીને સીલ કરીને આપું તે તમે પેટીમાં મુકી રાખજો. બાળક અવતર્યા પછી તે કાગળ વાંચજો. જો મારૂં લખવું સાચું પડે તો મને સાચો પંડિત માનજો. ઠાકોરે કહ્યું: બહુ સારૂં. પંડિતે એક કાગળમાં "બેટા ન બેટી" લખી કાગળ સોંપી દીધો એટલે ઠાકોર ઘેર ગયા. બાદ પંડિતે મનમાં

નક્કી કર્યું કે જો દીકરો અતરશે તો કહીશ કે ભાઇ! મેં તો આગળથીજ લખ્યું છે કે બેટા, બેટી નહિ અને જો દીકરી અવતરશે તો પણ કહીશું કે બેટા નહિ બેટી. વળી જો કાંઈ જુદું જ કારણ ઉપજ્યું અને બાળક ન અવતર્યું તો કહીશ કે બેટા બેટી કાંઈ નહિ. છેવટે નવ માસ પુરા થતાં ઠાકોરને ત્યાં પુત્ર અવતર્યો. ત્યારે લપોડશંખ પંડિતે ગમારોને સમજાવીને પોતાની સિદ્ધાઇ બતાવી ખૂબ પૂજા મેળવી.

## ૨૧૯. ઓધવ નામનો ફરેબી.

ઓધવ નામનો એક ફરેબી એક ગામથી બીજે ગામ અને બીજેથી ત્રીજે ગામ એમ તાલમબાજી કરીને લોકો પાસેથી કરજે રૂપીયા કાઢીને ફરતો હતો. જ્યારે તે એક ગામમાં રહેવા ગયો ત્યારે ત્યાંના જમીનદારે તેને બોલાવીને કહ્યું કે અમે સાંભળ્યું છે કે તું ગામેગામ માલ મારતો ફરે છે. તું અહીં પણ એમજ કરીશ માટે તને આ ગામમાં રહેવા દઇશું નહિ. ઓધવે ઘણીજ આજીજી કરી ત્યારે જમીનદારે તેની સાથે એવી સરત કરી કે જ્યારે તું ગામ બહાર જાય ત્યારે અમને જણાવીને જવું. જો વગર જણાવે જઇશ તો ચોરનો ન્યાય તે તારો ન્યાય. ઓધવે તે પ્રમાણે કબુલ કર્યું. ઓધવને તે ગામમાં રહેતાં ઘણા દીવસો થયા એટલે તેને ગામના લોકો સાથે ઓળખાણ પીછાન થઇ, ત્યારે તેને જેટલા જોઇએ તેટલા કરજે રૂપીયા લીધા. પછી જવાની તૈયારી કરી રાખી, તે પોતાની સ્ત્રી તારા અને છોકરાને આગળથીજ મોકલી દીધાં હતાં. હોળીના તહેવારપર ઓધવે કહ્યું કે હું ભવૈયાનો વેશ સરસ કાઢી જાણું છું. ગામના લોકોએ કહ્યું: ઠીક, ત્યારે વેશ કરી બતાવ? ઓધવે જાત્રીનો વેશ લીધો, શરીર રંગી કાંધપર કાળું પીળું સુતર નાંખી બે ચાર વખત ગામ બહાર જઇ આવ્યો. આખરે નીચેનો દુહો કહી રસ્તો માપી ગયો.

"તારા તો ગઇ શામકી, સંગત સંતા પૂત;
ઓધવજી અબ જાતહે, કાંધે ડારે સૂત."

પંચો રામ રામ! કેટલાક દીવસે જ્યારે જમીનદારે ઓધવને પકડયો ત્યારે કહ્યું કે તું કહ્યા વિના કેમ નાશી ગયો હતો ? ત્યારે ઓધવે જણાવ્યું કે તમો ભુલી ગયા, મારા જાત્રી વેશ વખતે કહેલો દુહો શું યાદ નથી ? આ સાંભળી સૌ વિમાસી રહ્યા.

## ૨૨૦. હિમત જોઇએ.

એકવાર ઉંદરોએ સલાહ કરી કે આપણી પુરાની દુશ્મન જે બીલાડી તેનો ગર્વ ઉતારીએ. એવા વિચારથી ઘણા ઉંદરો એકઠા થઇને પોતાની જાતીની સલામતી માટે કોઇ યોગ્ય ઉપાય શોધવા લાગ્યા. તેમાંનો એક નવયુવાન ઉંદર સભા વચ્ચે ઉભો થઇને બોલ્યો-સાહેબો આપ બીલાડીના જુલમથી અને બુરાઇથી બચવા ચાહતા હો તો તે વિષે એક ઉપાય બતાવું. તે ઉપાય એ કે બીલાડીની ગરદને એક ઘટડી બાંધવી એટલે જ્યારે બીલાડી આવશે ત્યારે ઘંટડી વાગશે. એ ઘંટડીના અવાજથી બધા ઉંદરોએ ચેતી જઇ દરમાં પેસી જવું, એટલે દુશ્મનથી બચી જઇશું. આ હકીકત સાંભળી બધા ઉંદરોએ તેને ધન્યવાદ આપ્યો, અને આનંદનો ધ્વની થઇ રહ્યો. પરંતુ તેમાં એક ઘરડો ઉંદર સંમત ન થતાં એક ઉંદરના ટેકા વડે ઉભો થયો અરે બોલ્યોઃ અને ભોળા યુવાનીઆઓ ! શું તમારામાં એવો કોઈ શૂરવીર હિંમતવાન છે કે જે બીલાડીની ગરદને ઘંટડી બાંધી શકે ? જો કોઇ હોય તો હું તેનો ચહેરો જોવા માગું છું. તે સાંભળી તમામ ઉંદરોએ મોં નીચાં નમાવ્યાં, અને પેલા બોલનાર ઉંદરે તો જમીનમાંજ મોં ઘાલી દીધું. ઘરડા ઉંદરે કહ્યુંઃ સાંભળો ? કામનું પરીણામ મેળવવું સહેલું નથી પણ જીભેથી કહેવું

તે સહેલું છે. સૌ ઉંદરો ધરડાની વાત સાંભળવામાં એક ધ્યાન હતા, તેવામાં બીલાડીએ ઝપટ મારી કે ઉંદરો પ્રાણ લઈ નાઠા.

દુહો.

માત્ર જીભથી કદી નહિ, બની શકે છે કામ;
કામો કરવા કારણે, હિમત ઘટે મુદામ.

## ૨૨૧. સમજનાર ચમાર.

એક ચમાર દૈવયોગથી મહા પૈસાવાળો થયો હતો તેથી મોટા મોટા શાહુકારો તેની ગરજને લીધે તેનાથી દબાવા લાગ્યા, પરંતુ ચમાર ભલો ને સમજુ હતો. જ્યારે શાહુકારો ગરજને લીધે આવીને નમીને રામ રામ કરે ત્યારે જવાબમાં તે ચમાર કહે કે " બહુ સારૂં કહી દઈશ " એક પરદેશીએ તેને આમ બોલતો સાંભળ્યો ત્યારે પૂછ્યું કે તમો આમ બોલો છો તેનો અર્થ શું ? ચમારે કહ્યુંઃ હું જાતનો ચમાર છું, મારા અસંખ્ય ભાઈઓ માર્યા માર્યા ફરે છે. તેમને કોઈ બોલાવતુંએ નથી, અને મને ઘણા લોકો નમી નમીને બંદગી કરે છે. આ બંદગી થાય છે તે લક્ષ્મી માતાની કૃપાને લીધેજ થાય છે. એથી લોકો કહે કે રામ રામ બંદગી; ત્યારે હું કહું છું કે બહુ સારૂ. લક્ષ્મી માતાને તમારા રામ રામ અને બંદગી પહોંચાડીશ.



## પંદરલાખપર પાણી—મુંબઇના એક શ્રીમંત ગૃહસ્થે પોતાના છોકરાને

આપેલો **પંદરલાખ** રૂપીઆનો વારસો તે ફકત બે ત્રણ વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખે છે તેનો અસરકારક અને આબેહુબ ચિતાર વાંચવાયોગ્ય છે. આ વાર્તા એકવાર વાંચવા લીધા પછી તે પૂરી કર્યા સિવાય પડતી મૂકયાનો હજી એક પણ દાખલો બન્યો નથી એજ એનું મહત્વ બતાવે છે. **શ્રીમાન** ગૃહસ્થે પોતાના ભલા ખાતર એકજ વાર પણ ખાસ વાંચવી; પાકું સોનેરી પુઠું છતાં માત્ર કિ. ૧–૦–૦.

## ધી એબ્હરીડે કોરસ્પોન્ડન્સ.

આ એકજ પુસ્તક છે કે જે હમેશાં પત્રવ્યવહાર કેમ કરવો તેમજ ગુજરાતી અંગ્રેજી ચીઠ્ઠી પત્રીઓ, સ્નેહીઓ તથા સગાવ્હાલાંને પત્રો અરજીઓ, ભલામણપત્રો, વ્યાપારીઓ વગેરેને લગતા, રેલ્વે પોષ્ટ વગેરેને લગતા, મંદવાડ મરણ તથા દીલસોજી પત્રો, માફી પત્રો, સરકારી કામ, ચાંદ, ખેતાબ, પદવીઓ અને પત્ર વ્યવહારમાં વપરાતા ટુંકા અક્ષરોની સમજણ વગેરે ઘણી બાબતો છે. પૃષ્ઠ ૩૧૦ છતાં કિંમત ૧–૪–૦ પોસ્ટેજ માફ.

## ઇંગ્રેજી શીખવું છે ?

**તૈયાર થાઓ ! હુંટાહુંટ મોટી ધમાલ છે ! માસમાં ન આવડે તો રૂ. ૧૦૦ ઇનામ. આજ સુધીમાં આ જાતની બહાર પડેલી તમામ બુકોમાં મ્હોટામાં મ્હોટી, નવામાં નવી, સારામાં સારી અને સોંઘામાં સોંઘી ચોપડી આજ છે.**

**કૌતુક રત્ન ભાણ્ડાગાર**—બ્રહત ઇંદ્રજાળ મારણ, મોહન ઉચ્ચાટન, વશીકરણ, મંત્ર તંત્ર તથા બીજા અનેક વિષયના ૧૧૩૫ પ્રયોગો છે. સાથે કાર્ય સિદ્ધી કરવાવાળા ભૈરવ, ભુવનેશ્વરાદિ ઇષ્ટ દેવોનાં ૧૫ ચિત્રો છે. ( **હીન્દી ભાષામાં** ) કિ. ૧। રૂ.

**નૂતન હુન્નર સાગર**—જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે. આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી ગમે તેવો અજ્ઞાન માણસ પણ આ પુસ્તક વાંચવાથી હુન્નર શીખી શકે છે. આમાં જુદી જુદી જાતના ૧૩૦૦ હુન્નર છે, શીખાઉ તેમ અજ્ઞાન માણસોને આ ઘણુંજ ઉપયોગી થાય તેમાં નવાઇ નથી. ગ્લેજ ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું, પૃષ્ટ ૩૫૦ હોવા છતાં માત્ર કી. રૂ. ૨) પોષ્ટેજ ૩ આના જુદા.

**પિશાચમંદિર** ભાગ ૧-૨- આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે, પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરીતાજ વહેતી હોય એવો સહજ ભાસ થયો છે. વળી ગુજરાતી વાંચકોને વાંચવામાં વિશેષ સરળતા પડે એ માટે પ્રયોજકે મૂળ અંગ્રેજી વસ્તુ સંકલનાને ઘણી કુશળતાથી ગુજરાતીમાં ઉતારી છે; આમ હોવાથી વાંચતાં બિલકુલ કંટાળો ઉપજવાનો ભય છેજ નહીં. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતી, ચક્રયંત્રવાળું ભોંયરૂં, પ્રેમમંદિર કે પિશાચમંદિર વગેરે પ્રકરણો વાંચતાં આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં ફોટો ઝીન્કોનાં પાંચ પાંચ મનોહર ચિત્રો આપેલાં છે. બન્ને ભાગ

જુદા બાંધેલા છે. પાકું પૂઠું, બન્ને ભાગનાં પૃષ્ટ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨ ) મુજબ કુલ રૂ. ૪.

**મૃગલોચની** અથવા માયા પ્રાબલ્ય—આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન આવી શકે એવા અજાનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરૂષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચિતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહીં. પ્રેમ વિરહ, મિલન, ચમત્કાર, કર્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ દેશભકિત વગેરે સઘળું આ નવલકથામાં છે. આજેજ મંગાવો. મૂલ્ય રૂ. ૧-૮-૦

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલા બધી રસીક અને કરૂણાજનક છે કે એક વખત પુસ્તક વાંચવા માટે હાથમાં લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. એક ત્રિભુવનમોહિની બાળીકાના પ્રેમના બે પ્રતિસ્પર્ધી યુવકો એક બીજાની વિરૂદ્ધ કેવાં પ્રાણહારક ષડયંત્રો રચે છે, દુરાચારી અધમ મનુષ્ય પોતાની સત્તાનો દુરૂપયોગ કરી અંતે કેવા પસ્તાય છે વગેરે આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. **કિમ્મત** રૂ. ૧-૪-૦.

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ—કામથી અંધ થએલા મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જવાળાને છુપાવી રાખનારા, સરળ ભોળાં માણસોનાં ગળાં રેસનારા આ પૃથ્વીપર

અનેક મનુષ્ય નામધારી પિશાચો પડેલા છે અને તેવા જ એક મનુષ્ય પિશાચે તથા માનવી પિશાચિકાઓનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કીંમત રૂ. ૧-૧૨-૦

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર- નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં હૃદય કેવાં પાષાણુ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીએ પ્રેમના માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળીદાન આપવાની તૈયારી કરીને તે અન્ય પુરૂષોના પ્રેમને સંપાદન કરે છે, શયતાની ચક્કર, ભોંયરામાંના ભેદ કરેલા કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચનાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મૂલ્ય ૨-૦-૦

**ખૂન કે જાદૂ ?** ડિટેકટીવ નવલકથા એટલી અદ્દભૂત છે કે વાંચક તેના પ્રવાહમાં ખેંચાતાં સમજી શકશે નહીં કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદુનો કોઇ પ્રયોગ હશે ? લગ્નને દીવસેજ એક કુમારીકા બાળા ગૂમ થાય છે અને તેને લોહી લોહાણુ થયેલી જોવામાં આવે છે. એ બનાવ ઘણો ભેદભર્યો હોઇને સંજીવચંદ્ર નામનો ડિટેકટીવ તેની પાછળ પડીને જીવના જોખમે જે તપાસ ચલાવે છે અને ગુન્હો કરનારાઓને શોધી કાઢે છે તે વાંચતાં તમારાં રૂંવાડાં ઉભાં થયા વિના રહેશે નહિ ! ફોટોગ્રાફીક ચિત્રો સાથે પાકું પુઠું મૂલ્ય રૂ. ૧.

બધી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,**

ત્રણ દરવાજા—અમદાવાદ.